# ઔરત કે આફત

અથવા

## બદકારની બદી.



પ્રગટ કર્તા.

પ્રોપ્રા. નીઝામખાન નુરખાન વકીલ.
મેનેજર—" પોલિટિકલ સામયિક."
અમદાવાદ.



" અમરસિંહજી " પ્રીન્ટીંગ પ્રેસ.
લાલ દરવાજા અમદાવાદ.

# ઔરત કે આફત

અથવા

# બદકારની બદી.

(ખલીફ હારૂન અલ રશીદના સમયની
એક દીલચસ્પ વાર્તા.)



અનુવાદક

મી૰ અકબરઅલી ડી. નુરાની, ભાવનગર.

પ્રગટ કર્તા

પઠાણ નીઝામખાન નુરખાન વકીલ.

મેનેજર

"પોલીટીકલ ભોમીઓ"

અને

ધી "અમરસીંહજી પ્રીન્ટીંગ પ્રેસ"

લાલ દરવાજા—અમદાવાદ.

આવૃત્તી પહેલી. નકલ ૬૦૦.

કીમત રૂ. ૦-૮-૦.



મી. હાજી મહમુદ ઈસુફ ભાઈમીયાં.

રંગુન બરમાના નવયુવાન હમદર્દ ઈસ્લામી સાહસિક વેપારી

# અર્પણપત્રીકા.

હમદર્દ, હામીએકોમ-રોશનખીઆલ જનાબે આલી,

મી. મોહમદયુસુફ ભાઇમીયાંસાહેબ સલામત,

મુ. રંગુન.

માનવંતા સાહેબ,

"મેહબુબે કુરેશ" નામની એક ચોપડી આપ નામદારની મહેરબાની ભરેલી પરવાનગીથી તા. ૧૫ જુલાઇ સને ૧૯૧૨ ના રોજ અર્પણ કરેલી જેને આજે પુરા પાંચ વર્ષ થઇ ગયાં છે. અલ્લાહ પાકની જનાબમાં હજારો હાંસુકરાના અદા કરવામાં આવે છે કે તે અર્પણ પત્રીકામાં આપના જીવન વૃત્તાંતના ભવિષ્યના સંબંધમાં જે કાંઇ નેક દુવાઓ ચાહી છે તે દુવા અલ્લાહ પાકે કબુલ કરી છે એમ ગયા પાંચ વર્ષમાં બનેલા અનેક નેક કામથી સિદ્ધ થઇ ચુકેલ છે અને અમો ઇસલામીઓના સુભ નશીએજ ચમકત્તા સીતારા સમાન પ્રકાશમાં આવી ચુકયા છો. અમારી તેવીજ નેક દુવા એનીએજ છે કે આપ નામદાર મઝહબી-કોમી ઉન્નતિના આપણી ઉપર રાજકર્તા સરકારના તરફ અને દેશના તરફ સાચી સેવા બજાવવાને અલ્લાહ પાક, છે તેથી અધિક સાધન તથા શક્તિ અને તનદુરસ્તી સાથ લાંબુ આયુષ્ય બક્ષો. ઇત્યાદી.

આપ નામદાર શ્રીના અનેક ઉત્તમ નેક કામો અને અમારા તરફ ટકાવી રાખેલ મોહબત મહેરબાનીથી આકર્ષાઇ અમારા તરફથી પ્રગટ થતા આ લઘુ પુસ્તક "ઓરત કે આફત" નામનું તેમાં આપ નામદાર સાહેબનું મુબારક નામ સદાય જોડાઇ રહેવા મહેરબાની ભરી પરવાનગીથી તે પુસ્તક આપ સાહેબનેજ અર્પણ કરવામાં મોટું અને સાચું માન સમજીએ છીએ.

એહમદ બીલ્ડીંગ,
લાલ દરવાજા-અમદાવાદ.

આપ નામદાર સાહેબનો સાચો સેવક,
પઠાણ નીજામખાન નુરખાન વકીલ,
મેનેજર,
"પોલીટીકલ ભોમીઓ" પેપર
અને
ધી "અમરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસ."

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

ચાલુ જમાનો લેખન કળાનો છે. આ જમાનામાં એક પછી એક પુસ્તકો પ્રગટ થયા જ જાય છે. અને ગુર્જર ગીરામાં સાહિત્ય ભંડોળનો અવનવો વધારો થતો જાય છે. પ્રથમના વખતમાં મુદ્રણ કળાના અભાવે વાર્તા, નોવેલો, કાવ્યો, વિગેરે પુસ્તકો પ્રગટ થઇ શકતા નહિ તથાપિ ચીને કીધેલી શોધથી છાપવાનું કામ પ્રથમ પ્રકાશમાં આવ્યું, તેમાં યુરોપે સુધારો કીધો અને આજે આપણે આપણી દ્રષ્ટિ સમક્ષ જોઇએ છીએ તેવા સુંદર ટાઇપમાં સરતુ ને સફાઇદાર કામ થવા માંડયું છે. અને તેના અંગેજ હવે ગુર્જરગીરામાં સાહિત્ય ભંડોળ દિન પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યું છે. તે છતાં મહારાષ્ટ્ર અને બંગાળાના જેટલું ગુજરાતી સાહિત્ય ખીલી શકયું નથી. તે ખીલવવાને માટે ગુજરાતી લેખકો સદા પ્રયત્નશીલ રહે છે. તથાપિ કમભાગી ગુર્જરગીરાના લેખકો ! કે તેના પોશકો તેને જોઇએ તેવું ઉત્તેજન આપતા નથી. તે છતાં લેખકો કે પ્રકાશકો જે પ્રયત્નશીલ રહે છે તે પ્રસંશા પાત્ર પગલું છે.

ગુજરાતી ભાષાની સાહિત્ય ખીલવણીમાં હિંદુ અને પારસીઓએ જે સેવા બજાવી છે. તેમાં આપણે મુસલમાનો કોઇ રીતે ગણત્રીમાં જ નથી. મુસલમાનોની પણ સેવા પ્રસંશાને પાત્ર થવાનો વખત હવે આવી પહોંચ્યો છે. તથાપિ ઉત્તેજનના અભાવે આપણી કોમના લેખકો કે પ્રકાશકો કોઇ રીતે પ્રકાશમાં આવી શકતા નથી. આપણે જાણીને, જોઇને ખુશી થવું જોઇએ છે કે, વર્તમાન સમયમાં લેખકો, પ્રકાશકો અને તેના પોષકોની સંખ્યા વૃદ્ધિ પામતી જાય છે અને તેથી હવે મુસલમાન ભાઇઓ તરફથી પણ સાહિત્ય સેવા સારા પ્રમાણમાં બજાવાશે એવી વકી રાખી શકાય છે.

હિંદુ અને પારસી કોમ સુધારા વધારામાં અને કેળવણીમાં પુર વેગમાં ખીલતી જાય છે. તેવી રીતે આપણી મુસલમાન કોમ ખીલેલી નથી અને તેથી તેઓ કેળવણીમાં ખીલવા પામે અને પોતાની ગણત્રી સુધરેલી અને ભણેલી ગણેલી કોમમાં ગણાવરાવે એ જોવાને સર્વે સુધરેલા ભણેલા ગણેલા મુસલમાનભાઇઓ ઉત્સુક છે. ખુશી થવા જેવું છે કે, તેનો પાયો રોપાઇ તેની ઇમારત ચણાવા લાગી છે. ખુદા કરે ને તેવી ઇમારત ઇસલામી દુનિઆનો આબાદ કિલ્લો બને !

વાંચનનો મહાવરો વધવાથી અને નવનવીન લેખકોના વિચારો જાણુ-વાથી વાંચક વર્ગમાં ઘણી સારી અસર થાય છે. જ્ઞાન, નીતિ અને ધર્મનાં પુસ્તકો વાંચવાથી જ્ઞાન, નીતિ અને ધર્મના સંસ્કારો પોતાના પવિત્ર હ્રદયમાં પ્રવેશે છે. પ્રપંચી અને દાવપેચી પુસ્તકો વાંચવાથી આ દુનિયાની ઘટમાળ કેવી રીતે ચાલે છે, તેમાં પ્રપંચી અને દુષ્ટ લોકો કેવી રીતે ફાવી જઇ હરામનો માલ હજમ કરી નિર્દોષ માણસોના ગળા રેંસી નાખી પોતાનો પાપમય સંસાર નીભાવે છે, તે જાણવાનું, જોવાનું અને અનુભવવાનું મળે છે. અનુભવ લઇને, થપડ ખાઇને અને પાયમાલીને તળીએ બેસી જઇને પછી ડાહ્યા બનવું તેના કરતાં પુસ્તકો વાંચીને બીજા-ઓના દાખલા દ્રષ્ટાન્તોથી ડાહ્યા બનવું એ વિશેષ શ્રેયસ્કર છે. અમારો પુસ્તકો પ્રગટ કરવાનો પણ તેજ ઉદ્દેશ છે કે જેથી પાયમાલીના તળીએ બેઠા વિના પુસ્તકોના વાંચનથી અમારા મુસલમાનભાઇઓ ડાહ્યા બને અને પોતાના સીધા માર્ગ ઉપર ચાલી પોતાનો સંસાર સુખમય ચલાવે—બનાવે.

"ઓરત કે આફત" એ નામજ પોતાના ગુણો બતાવી આપે છે. બગદાદના ખલીફા હારૂન રસીદના સમયમાં કેટલીએક એવી દીલ ખેંચનારી બાબતો બની હતી. કે જે દરેક બનાવો ઉપર એક એક પુસ્તક લખી શકાય છે. જેમાંના આ એક બનાવ ઉપર અમોએ પુસ્તક છાપી તૈયાર કર્યું છે. અબુજાફર નામના એક ધનાઢ્ય અને આબરૂદાર વહેપારીની દીકરીએ પોતાના કુળને જહાનમમાં નાંખે તેવાં ક્રુર ઘાતકી અને પાપી પિશાચી કાર્યો કરી આખા બગદાદ શહેરને ઠગ્યું છે. ખુદ બાદશાહજાદીને ઠગીને તેની લોંડીને વેચી નાંખી. વજીરના ઘરમાં સુન્નતશાદી જેવા પ્રસંગે વેશ બદલીને ખુશીને તેના ઘરમાંથી મોટી કીમતી રકમોની ધાપ મારી. કોટ વાળના ગુલામને વેચીને નાણા ઉચાપત કરી ગઇ. છેવટ પકડાણી અને નદીમાં ડુબાડવા માટે ખારવાઓ લઇ ગયા ત્યાં પણ યુક્તિ કરી નાસી છુટી. છેવટે બસરાના અમીરના હાથે પોતાના પાપી કૃત્યોનો બદલો આપવા જહાનમમાં પહોંચી ગઇ.

પાપી કૃત્યો કરનારાઓને તેના પાપનો બદલો આના આ ભવમાં મળે છે. તેનો પ્રત્યક્ષ દાખલો આ મક્કાર ઓરતનો છે. આવા પુસ્તકો ઉપ-રથી ઘણું જાણવાનું, જોવાનું અને અનુભવવાનું મળે છે. અને તેથી આવા પુસ્તકો દરેક ઘરમાં રાખવા એ ખાસ જરૂરનું છે, કે જેથી પ્રપંચી લોકોની પ્રપંચ જાળમાં ફસાતા અટકાય, પોતાના તન, મન અને

ધનની બરબાદી થતી અટકે, પોતાના જ્ઞાનમાં અવનવો વધારો થાય. એવા હેતુથી આ પુસ્તક પ્રગટ કરવામાં આવે છે.

આ દુનિયામાં ખુદાનો ડર રાખ્યા વિના આ મકાર ઓરતના જેવા નીચ, ઘાતકી અને ક્રુર કૃત્યના કરનારા માણુસોની સંખ્યા કાંઈ નાની નથી અને તેઓ સદા પોતાના ધંદામાં ફસાવવા માટે ભોલા ભલા અને માલદાર માણુસોને શોધતાજ ફરતા હોય છે. તેવાઓથી બચવાને માટે અને તેઓની બાજી સમજવાને માટે આ પુસ્તક તમોને એક જરૂર ઉપયોગી હથીઆર થઇ પડશે તેવાજ ઉદેશે તે પ્રગટ કરવાનો અમારો આ પ્રયાસ અમો ફળીભુત થયલો જોવા માગીએ છીએ.

આ પુસ્તકના વાંચનથી જો થોડાકજ માણુસો તેવા દુષ્ટ પ્રપંચી માણુસોના પંજામાંથી ફસાતા બચશે તો અમો અમારો આ પુસ્તક પ્રગટ કરવાનો ઉદેશ સાફલ્ય થયો સમજીશું.

અમદાવાદ,<br>
તા૦ ૧-૮-૧૭.

આપનો,<br>
પ્રગટકર્તા.



# બરમા મોસલેમ કેળવણી કોનફરન્સ.

## પ્રમુખ શેઠ મોહમદયુસફ ભાઇમીયાનું વિદ્વતાભરેલું ભાષણ.

### મુસલમાનોની સામાન્ય સ્થિતિ અને તેમની કેળવણીનું પ્રમાણ.

### મઝહબી કેળવણીની અવશ્યકતા અને મઝહબી પાબંધી.

### જમાનાની કેળવણીની જરૂરીઆત અને તેના પ્રકાર.

બરમા મોસ્લેમ કેળવણી કોનફરન્સની બેઠક ગયા ડીસેમ્બર માસની તા. ૨૭ મી સને ૧૯૧૬ ના દિવસે મેઇકટીલા ખાતે મળી હતી. જેના પ્રમુખ તરીકે મહમદયુસુફ ભાઇમીયાને સર્વાનુમતે ચુંટી કાઢવામાં આવ્યા હતા. કોન્ફરન્સમાં અપાએલ કીમતી અને અગત્યના ભાષણોની નોંધ અમે અમારા પેપરના અંક ૧૨, ૧૩, ૧૪ માં લીધી છે, પરંતુ તે સર્વેમાં કોન્ફરન્સના વિદ્વાન અને ઉમંગી પ્રમુખ સાહેબના અતિ ઉપયોગી ભાષણનો રીવ્યુ લેતાં અમને ઘણો આનંદ થાય છે.

તેમણે પ્રસ્તાવનામાં કેળવણી સંબંધી સ્થિતિ દર્શાવી, અને આ ઉપયોગી વિષયમાં કોમ પછાત હોવાથી પોતાની દીલગીરી દર્શાવી, તે માટે અનુસરતા વ્યવહારૂ ઉપાયો યોજવાની સભાને સુચના કરી હતી. તેમનું આ કથન અતિ ઉપયોગી છે, કેળવણી ઉપર દેશની, સમાજની, તેમજ મનુષ્યોની ઉન્નતીનો આધાર રહેલો છે, તે વિના કોઇપણ મનુષ્ય, સમાજ,

કે દેશ પ્રકાશમાં આવી શકતો નથી. જાપાન તથા અમેરીકા દેશ જે આજે સુધારાના શિખરે પહોંચ્યાં છે, તે કેળવણીનાજ પ્રતાપ, હિંદુસ્તાનવાસીઓએ પણ આ વિષયમાં પ્રગતી કરવા માંડી છે. પરંતુ દિલગીરી સાથે કહેવું પડે છે કે, અમારા મુસલમાનભાઇઓ દેશની અન્ય જાતીઓ કરતાં આ વિષયમાં ઘણા પછાત છે. જે બીના ના૦ સરકાર તરફથી પ્રત્યેક પરીક્ષાના બહાર પડતા રીપોર્ટો ઉપરથી સિદ્ધ થઇ શકે તેમ છે. ખચિત મુસલમાનભાઇઓ માટે આ ખેદકારક બીના છે, તેમણે હવે સવેળાએ ચેતવું જોઇએ. વળી તેમણે સમજવું જોઇએ કે કેળવણી કેવળ સરકારી હોદાઓ મેળવવા માટે લેવામાં આવતી નથી. તેના ઉપર તો પ્રત્યેક મનુષ્યની, દેશની તેમજ કોમની ઉન્નતીનો આધાર રહેલો છે, તો તેમણે તેવા પ્રકારની કેળવણી લેવી જોઇએ. ગલેડસ્ટન આદી મહાન પુરૂષોનું કથન એમ છે કે, વિદ્યા એ મનુષ્યના પરમમિત્ર સમાન છે. આ વાકયોને પ્રત્યેક મનુષ્યે ગેબી અવાજ સમાન ગણવાં જોઇએ, ખરેખર વિદ્યા એ એક ઉત્તમ સલાહકાર અને શુભેચ્છકની ગરજ સારે છે, તો આવા એક ઉપયોગી વિષય પ્રત્યે મુસલમાન ભાઇઓએ શા માટે નિષ્કાળજી દેખાડવી જોઇએ, તેમણે આ દિશામાં બનતી ત્વરાએ આગળ વધવાનો મહાન પ્રયાસ કરવો જોઇએ. પ્રમુખ સાહેબે શરૂઆત કરતાં આવી અગત્યની બાબતમાં અસરકારક જે ધ્યાન ખેંચેલ છે તે બેશક ઉત્તમ છે.

આગળ ચાલતાં પ્રમુખ સાહેબ ધાર્મીક કેળવણીની અગત્યતા દર્શાવી હતી. ખરેખર આ વિષય પણ અતિ ઉપયોગી છે, ને તેને સર્વે વિષયોમાં પ્રથમ સ્થાન આપવુંજ જોઇએ, તેના ઉપર તો આ લોક તેમજ પરલોકની બહેતરીનો આધાર છે, પરંતુ દિલગીરી સાથે કહેવું પડે છે કે, મુસલમાન ભાઇઓ આ વિષયમાં પણ ઘણા પછાત હોવાથી અન્ય જાતીના લોકો તેમના મહાન ધર્મનું જાહેર પેપરોમાં તેમજ પુસ્તકોમાં તિરસ્કાર કરવા ચુકતા નથી. અને મુસલમાન ભાઇઓ અજ્ઞાત હોવાથી તેનું ખંડન કરી શકતા નથી. તેથી જો કે આપણો ધર્મ અન્ય ધર્મો કરતાં ઉત્તમ હોવા છતાં અન્ય જાતીઓની દ્વેષબુદ્ધિને લીધે તિરસ્કારને પાત્ર થયો છે.

બાળકોની ઉધરતી વયમાં ધાર્મીક કેળવણી આપવાથી તેમના કુમળાં હૃદયો ઉપર નિતીરીતીની સજ્જડ છાપ પડે છે, જે કોઇ કાળે ભુસાતી નથી, તેથી કરીને તેમના ઉપર અન્ય ધર્મોના નિતિરીતીના બાબણો કે આચાર વિચારો અસર કરવા પામતા નથી. હવે જો ધાર્મીક કેળવણીને પડતી મુકી

માત્ર સામાજીક કેળવણી આપવામાં આવે તો ધાર્મીક કેળવણીના અભાવે તેમના હૃદય ઉપર તેવીજ અસર થવા પામે. આજકાલ નિશાળોમાં જે પુસ્તકો શિખવવામાં આવે છે તેમાં મુખ્યત્વે કરીને હિંદુ તથા ખ્રીસ્તી ધર્મના આગેવાન ધાર્મીક પુરૂષોના ચરિત્રો દ્રશ્યમાન થાય છે, તેથી બાળકોના કુમળાં હૃદયો ઉપર તેમની જ અસર થાય છે. વળી જેમ જેમ તેઓ કેળવણીમાં આગળ વધતા જાય છે, તેમ તેમ તેમને શૃંગારીક નવલકથાઓ વાંચવાનો શોખ વધતો જાય છે, જેનું પરિણામ એજ નિપજે છે કે તેમના કુમળાં હૃદયો ઉપર કુનિતીની સજ્જડ છાપ પડે છે, ને તેથી કરીને તેઓ દુષ્ટ કૃત્યો કરવાને પ્રેરાય છે.

મુસલમાન જાતીનું તિવ્ર નિરીક્ષણ કરતાં એવું જણાઇ આવે છે કે, કેટલાક ભાઇઓ જો કે ઉંચ કેળવણીથી વિભુષીત થએલા છે, તોપણ તેમના ધાર્મીક આચાર વિચારો તો મુસલમાનો માટે ઘણા શરમાવનારા છે, એ ધાર્મીક કેળવણીના અભાવનુંજ પરિણામ છે, કેમકે તેઓ પોતાના ધર્મની ઉચ ફીલોસોફી અને ઉત્તમ કાયદા કાનુનોથી અજ્ઞાત હોવાથી, બીજા ધર્મો તરફ પ્રેરાય એ કેવળ સ્વભાવીક છે, આ વિષયમાં શહેનશાહ અકબરનું એકજ ઉદાહરણ બસ થશે. તેથી મુસલમાન ભાઇઓને ઘટે છે કે તેમણે પોતાના બાળકોને પ્રથમ ધાર્મીક કેળવણી આપવી જોઇએ, ને તેને માટે પ્રત્યેક શહેરમાં મદરસા સ્થાપી કેળવાયલા મોલવીઓને રોકવા જોઇએ, આ એક ધાર્મીક પ્રશ્ન ઉપર પ્રમુખે લોકોનું ધ્યાન ખેંચ્યું છે. તે વ્યાજબી છે. આગળ ચાલતાં હાઇસ્કુલો વિષે બોલતાં પ્રમુખ સાહેબે જણાવ્યું કે, આ વિષયમાં પણ કોમ ઘણી પછાત છે, આ કથન પણ કેવળ સત્ય છે, તે પ્રત્યેક હાઇસ્કુલોમાં ભણતા મુસલમાન વિદ્યાર્થીઓની સંખ્યા ઉપરથી તેમજ પ્રત્યેક પરીક્ષાના રીપોર્ટો ઉપરથી સિદ્ધ થઇ શકે તેમ છે. તે ઉપરાંત પ્રમુખ સાહેબ હાઇસ્કુલોમાં પણ ધાર્મીક કેળવણી આપવાની ભલામણ કરે છે, તે પણ મનન કરવા જોગ છે, અને ધાર્મીક કેળવણીના વિષયમાં અમે જણાવી ગયા તે પ્રમાણે વિદ્યાર્થીઓ ઉપર તેની સારી અસર થવા પામશે.

## કોમી ઉન્નતીને અનુસરતાં સાહીત્યો અને તેમાં કરવા જોઈતા સુધારા વધારા.

ઉચ્ચ કેળવણી વિષે બોલતાં પ્રમુખ સાહેબ જણાવે છે કે રાજતંત્ર, ઇતિહાસ, અને જે વાતાવરણ સાથે રાજકીય જીવન અને બાબતો સંબંધ

ધરાવે છે તે જાણવા માટે કેળવણી લેવી જોઇએ, તેમનું આ કથન કેવળ વાજબી છે, ઘણા ખરા લોકો એમ માને છે કે કેળવણી કેવળ સરકારી હોદ્દાઓ લેવા માટેજ લેવામાં આવે છે, એ એક મોટામાં મોટી ભુલ છે, તેના ઉપર તો દેશની તેમજ કોમની ઉન્નતિનો આધાર રહેલો છે, તો તેમની માનસિક ખીલવણી માટે તેમને રાજતંત્ર આદિ વિષયોમાં ઉપયોગી થઇ પડે તેવી કેળવણી આપવી જોઇએ, ને તેમાં ઇતિહાસને અગ્રસ્થાન આપવું જોઇએ. કેમકે ઇતીહાસ એ એક પ્રાચીન સમયના આપણા વીર પુરૂષોના કર્તવ્યનો એક કિર્તીસ્થંભ છે, જેના વાંચનથી મહાન આંગ્લ કવિ ટેનીશનના કહ્યા મુજબ આપણે તેમનું અનુકરણ કરી આપણું જીવન અનુકરણ કરવા જોગ બનાવી શકીએ, ને તેમને માટે ઇતિહાસનું શિક્ષણ અતિ ઉપયોગી અને અગત્યનું છે. આગળ જતાં પ્રમુખ સાહેબ કેળવણીની સંસ્થાઓ સાથે હોસ્ટેલોની પદ્ધતી દાખલ કરવાની ભલામણ કરે છે. તેમની આ ભલામણ પણ અતિ ઉપયોગી અને અગત્યની છે, કેમકે નાના નાના ગામડાઓ આવી ઉપયોગી સંસ્થાઓ ઉભી કરી શકે નહી. તેથી ઉંચી કેળવણી લેવા માટે તેમના બાળકોને અન્ય શહેરોમાં જવું પડે, જો તે સ્થળે તેઓ કાંઇ પણ અંકુશ વગર સ્વતંત્રપણે રહેવા પામે તો તેનો લાભ લેવા તેઓ ચુકે નહી, ને તેથી તેમની નિતીરીતીનો ભંગ થાય પરંતુ જો તેમને હોસ્ટેલોમાં સખ્ત જાપતા નીચે રાખવામાં આવે તો તેઓ પોતાના સુપ્રીન્ટેન્ડેટની આજ્ઞા સિવાય બહાર જઇ શકે નહિ, ને નિતીવાન વિદ્યાર્થીઓની સંગતમાં નિતીવાન થવા પામે, વળી એક બીજાની સલાહ લઇ વિદ્યાભ્યાસ કરવાનો લાભ તેમને પ્રાપ્ત થાય તેથી આગળ જતાં પ્રમુખ સાહેબે કેળવણી માટે ના. સરકારને દર રૂપીએ એક પૈસો ટેક્ષ લેવાની જે ભલામણ કરી છે તે કેવળ વ્યાજબી છે, આવી મોટી સંસ્થાઓ ઉભી કરવા ને તેને નભાવવા માટે એક ધરખમ ફંડની અગત્ય છે, જે આ પ્રકારના અખતરાથી અવશ્ય પાર પડશે.

આગળ જતાં પ્રમુખ સાહેબ મુસ્લીમ ઇન્સપેકટરની અગત્યતા વિષે જે ભલામણ કરે છે, તે વ્યાજબી છે તેટલુંજ નહિ પરંતુ ઘણી અગત્યની છે. કેમકે જ્યારે ઇંગ્લીશ કેળવણી સાથે ધાર્મીક કેળવણીની પૃથા ચાલુ કરવામાં આવે તો તે વિષેની પરીક્ષા લેવા માટે મુસ્લીમ ઇન્સપેકટરો અવશ્ય નિયૂત થવા જોઇએ.

વળી પ્રમુખ સાહેબ કન્યાશાળાઓ માટે લેડી ઇન્સ્પેકટરની જે

ભલામણ કરે છે, તે પણ મનન કરવા જોગ છે, કેમકે સ્ત્રીઓની નૈતિક કેળવણી તરફ ધ્યાન આપવાને લેડી ઇન્સપેક્ટરોની અગત્ય છે, તે ઉપરાંત સ્ત્રીઓને એવા પ્રકારની કેળવણી આપવી જોઇએ કે, જે તેમના ગૃહજીવનમાં અતિ ઉપયોગી થઇ પડે, બી. એ. કે એમ. એ. ની ડીગ્રી મેળવવાથી તેમને કાંઇ લાભ થવાનો નથી, પરંતુ મોટું નુકશાન થશે, જે ઇંગ્લાંડ માંહેલી સફ્રેજીસ્ટ સ્ત્રીઓના કર્તવ્યોથી સિદ્ધ થઇ શકે તેમ છે વળી મુસલમાનોમાં સ્ત્રીઓને માટે જે પડદાનો રીવાજ છે, તેનો પણ વિચાર અવશ્ય થવો જોઇએ, ને આરંભમાં તેમને ધાર્મીક કેળવણી આપવી જોઇએ, કે જેથી નીતીરીતીની તેમના હૃદય ઉપર સજ્જડ [છાપ પડી દુષ્ટ વિચારો નિતીરૂપી અભેદ કિલ્લાને ભેદી તેમના હૃદયમાં :પ્રવેશ કરી શકે નહિ. ને તેટલું કર્યા પછી તેમને ચાલુ જમાનાનુસાર કેળવણી આપવામાં આવે તો કાંઇ હરકત નથી, કેમકે ધાર્મીક કેળવણી આપ્યા પહેલાં જો ચાલુ જમાનાનુસાર કેળવણી આપવામાં આવે તો તેનું પરિણામ એજ નિપજે કે અન્ય જાતીઓની સ્ત્રીઓ હદ બહારની છુટ ભોગવે છે, તેજ પ્રમાણેની છુટ ભોગવવાનો ઇસ્લામી સ્ત્રીઓ પણ દાવો કરશે અને તેમ બને તો ઇસલામી ધર્મમાં સ્ત્રીઓની અદબ માન તથા નિતિના રક્ષણ માટે પડદાના ઉમદા રીવાજનો તેથી નાશજ થવાનો. આગળ જતાં પ્રમુખ સાહેબે હુન્નર ઉધોગની શાળાઓ માટે જે ઉદગારો દર્શાવ્યા છે તે પણ પ્રસંસા પાત્ર છે, જે વસ્તુઓને માટે આપણને પારકા દેશો ઉપર આધાર રાખવો પડે છે. તેજ વસ્તુઓ આપણાજ દેશમાં: બને અને તેથી કરીને દેશનો પૈસો જે પરદેશ ઘસડાઇ જાય છે, તે દેશમાંજ રહેવા પામે તેના કરતાં ઉત્તમ બનાવ કયો કહી શકાય, આપણો દેશ આ વિધામાં ઘણોજ પછાત છે, તો મુસલમાન ભાઇઓએ સવેળાએ જાગૃત થઇ આ વિષયમાં પ્રથમ પગલું ભરી તે વિષેનું યોગ્ય માન મેળવવું જોઇએ.

આગળ જતાં પ્રમુખ સાહેબે ઉર્દુ ભાષા વિષે જે ઉદગારો કાઢયા છે, તે મનન કરવા જોગ છે, ઉર્દુ ભાષાએ મુસલમાનોની માતૃભાષા છે, અને મુસલમાની બાદશાહોના ઇતિહાસ, ધાર્મીક કથાઓ આદિ વિષયો એજ ભાષામાં લખાયલા છે, બીજા શબ્દોમાં કહીએ તો ઇસ્લામી સાહિત્ય તેજ ભાષામાં સમાયેલું છે, તો તે ભાષાનું સંપુર્ણ જ્ઞાન મેળવ્યા વિના અન્ય ભાષાની કેળવણી લેવી તે ઘરમાં રહી ઘરની બારીઓ વિષે જ્ઞાનતા ધરાવવા સમાન છે, મુસલમાનો માટે ઉર્દુ ભાષા ઘણી અગત્યની છે. પ્રજાકીય તત્વો

માત્ર ભાષાની ભિન્નતાથી જ છુટા પડી જાય છે. એક પ્રજા કે જેને એક સામાન્ય ભાષા નથી તે પોતાને સંકટોમાંથી ભાગ્યે જ બચાવી શકે છે, ઉર્દુ ભાષા એ પ્રત્યેક મુસલમાન માટે અગત્યની છે, તેથી પ્રત્યેક મુસલમાનભાઇએ પોતાના બાળકોને પ્રથમ ધાર્મીક કેળવણી આપ્યા પછી ઉર્દુ ભાષાની કેળવણી અવસ્ય આપવી જોઇએ, ને તે પછી જ બીજી ભાષાઓ સંપાદન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આગળ જતાં પ્રમુખ સાહેબે સ્કોલરશીપો વિષે જે ઉદગારો દર્શાવ્યા છે, તે મનન કરવા જોગ છે, હાલમાં સકળ મુસલમાનભાઇઓની સ્થિતિ એવા પ્રકારની નથી કે તેઓ પોતાના બાળકોને સંપુર્ણ કેળવણી આપી શકે, વળી કેટલાકો તો એવી સ્થિતિમાં છે કે જેઓને નિત્ય ખાવાના પણ વાખા પડે છે, તો તેઓ કેળવણી કેવી રીતે લઇ શકે, મુસલમાનભાઇઓ કેળવણીમાં પછાત છે, તેમાં આ એક કારણ પણ સહાયભુત છે, તેમને યોગ્ય કેળવણી આપવા માટે એક ધરખમ ફંડની અગત્ય છે, કે જેમાંથી આવા ગરીબ બાળકોને સ્કોલરશીપો આપી શકાય, જે વડે તેઓ પોતાનું ગુજરાન કરવા ઉપરાંત કેળવણીનો અલભ્ય લાભ પણ લઇ શકે.

## શિક્ષણ આપનારો સ્ટાફ અને શિક્ષણ પદ્ધતી.

આગળ જતાં પ્રમુખ સાહેબે કેળવણીખાતામાં મુસલમાનોની ખોટ વિષે જે ઇસારો કર્યો છે. તે વાજબી છે. આ ખાતામાં અન્ય જાતીઓની સરખામણીમાં મુસલમાનોની સંખ્યા ઘણી નાની છે. અન્ય જાતીના સભ્યો મુસલમાનોના લાભો તરફ બેદરકાર રહે છે, તેથી મુસલમાન વિદ્યાર્થીઓના લાભ સંપુર્ણ સચવાતા નથી. તેથી કોમના સામાન્ય ભલાને માટે કેળવાયલા સખશોને આ ખાતામાં દાખલ કરવાની અગત્ય છે. આગળ જતાં પ્રમુખ સાહેબે વર્નાક્યુલર સ્કુલોના અભ્યાસક્રમ વિષે જે ટીકા કરી છે તે વાજબી છે. હાલમાં પ્રાથમિક શાળાઓમાં એવા પુસ્તકો ચલાવવામાં આવે છે. જેમાં મુખ્યત્વે કરીને હિંદુ ધર્મ અને ખ્રીસ્તી ધર્મના મહાત્માઓના વર્ણન આપવામાં આવે છે. તેથી સ્વધર્મથી અજ્ઞાત બાળકોના હૃદય ઉપર અન્ય ધર્મોની સચોટ છાપ પડે છે, જે કોઇ કાળે ભુસાતી નથી. તો મુસલમાનોની ફરજ છે કે પોતાના બાળકો માટે એવા પુસ્તકોની ચુંટણી કરવી જોઇએ, કે જે વડે તેમના ઉપર સ્વધર્મની તેમજ નીતી રીતીની સજ્જડ છાપ પડે. આવા પુસ્તકોની ચુંટણી કરવા માટે યોગ્ય

માણસોની કમીટીની પણ અગત્ય છે. આગળ જતાં પ્રમુખ સાહેબે શિક્ષકોની કોન્ફરન્સ અને તેમના કૃતવ્ય વિષે જે ઉદગારો કાઢયા છે, તે મનન શીલ છે આવી એક એક કોનફરન્સ જો પ્રત્યેક પ્રાંતમાં કે ઇલાકામાં સ્થાપવામાં આવે તો તેથી મુસલમાનોને ઘણા લાભ થાય શહેર કે કસ્બાઓમાં તેના દેખરેખ નીચે મંડળો સ્થાપવા જોઇએ. જેથી મુસલમાનોને ઘણા લાભ થાય અને કોનફરન્સના સુકાનીઓ અન્ય વિષયો ઉપર ધ્યાન ન આપતા કેળવણીનાજ વિષય ઉપર ખંતથી મંડયા રહે, અને જે સ્થળો અજ્ઞાન અને અંધકારમાં ડુબેલા હોય ત્યાંના આગેવાનોને જાગૃત કરી એકાદ મદરેસો કે નિશાળ સ્થાપવાને જાગૃત કરે તો તેઓ મુસલમાનભાઇઓની એક ઉત્તમ સેવાં બજાવી શકે.

## ધાર્મીક, આર્થીક, નૈતીક અને વફાદારી સાથે છેવટની સોનેરી શીખામણો અને ભાષણની સમાપ્તી.

છેવટે પ્રમુખ સાહેબે ના૦ સરકાર તરફ વફાદારી દેખાડવાના જે ઉદગારો દર્શાવ્યા છે, તે મનન કરવા જોગ છે. આપણા ધર્મ શાસ્ત્રાનુસાર જે રાજ્યમાં આપણે આપણી ધાર્મીક ક્રિયાઓ કાંઇ પણ અટકાવ વિના કરી શકીએ છીએ, તે સરકારને આવા અણીના પ્રસંગે તન, મન, ધનથી સહાયતા આપવી જોઇએ, અને એવા પ્રકારનું વર્તન કરવું જોઇએ કે સરકારના કોઇ પણ કાર્યમાં અડચણ કર્તા થઇ પડે નહિ, હાલના સઘળા સંજોગો જોતાં સરકારના પક્ષમાં રહેવામાં જ મુસલમાનોનું શ્રેય છે, ને તેમાં જ તેમના સઘળા લાભો સચવાયલા છે.

પ્રમુખ સાહેબના ભાષણમાં જુદા જુદા મથાળા તળે જે કાંઇ વિવેચન કરેલું છે તેવાં મુદ્દાના મથાળા તળે પ્રમુખ સાહેબે તેની અગત્યતા માટે ટુંકામાં જે કાંઇ વિવેચન કરેલ છે તે બતાવણી તે કાર્યના ફતેહમંદ પરિણામના માટે એવી તો અસરકારક અને કીમતી બતાવણી છે કે, ભવિષ્યમાં તેવી દરેક સુચાનાનો જો અમલ કરવામાં આવે તો અમોને અલ્લાહ પાકથી ઉમેદ છે કે હિંદના ઇસલામીઓની અત્યારે જે હાલહવાલ હાલત ભોગવતા જોવામાં આવે છે તે વખત જતાં ખુદાના હુકમથી સારી હાલતમાં આવી જાય.

છેવટે અમો એટલી સુચના પ્રમુખ સાહેબને કરીશું કે તેઓ સાહેબે કોમની ઉન્નતિના માટે પોતાના ભાષણમાં જે કાંઇ શુભ ઇચ્છાઓ દર્શાવી

છે તેજ મુજબ ભવિષ્યના માટે તેવી જ લાગણી જો કાયમ રાખશે તો પોતાના ભાષણના બોલબાલા અને મુબારક થવાના સારા દીવસો પ્રમુખ સાહેબ પોતે જ જોવાને ભાગ્યશાળી થશે.

અમો છેવટે જીગરની દુવા ચાહીએ છીએ કે પછાત પડેલી કોમની હાલત સુધારવા જેવા ખંતીલા જોશીલા અને હમદર્દ પુરૂષો જનાબ શેઠ મોહમદયુસુફ ભાઇમીયા જેવા સીતારા સમાન કોમના નર રત્નો અલ્લાહપાક ઇસ્લામીઓમાં પેદા કરો ઇત્યાદિ.

આમીન.



# ઔરત કે આફત!

અથવા

# બદકારની બદી.

( હારૂન રશીદના સમયની એક દીલચશ્પ વાર્તા ).

## પ્રકરણ પહેલું.

### જન્મ.

ખલિફા હારૂનઅલ રશીદનાં સમયમાં બગદાદ શહેરમાં અબુજાફર નામનો એક વ્યાપારી રહેતો હતો. અઢળક દોલતથી અને ચાલતાં ધમધોકાર વ્યાપારથી તે નિશદીન પોતાના કામકાજમાં મચ્યો પચ્યો રહેતો હતો. એક દિવસે આ બેશુમાર માલ મિલકતનો ધણી—પોતાની પાછળ વારસ-કોણ થશે એ વિચારે અથવા ચિંતાએ તેનાં મગજને ચિતભ્રમ કરી મુકયું; પરંતુ તે કોઇપણ વિચાર પર આવી શકયો નહિ, કારણકે તેની મુસ્કેલી અને ચિંતા ચિતા પ્રગટે તેમ ફેલાવા લાગી. બે કલાક સુધી તે ગોયા નિંદ્રામાં વિહાર કરતો હોય તેમ વિચારમાં એક મખમલી ગાલીચા પર પગ પસારી બેઠો રહ્યો. તેવામાં તેના એક ચાકરે આવીને તે બે કલાકની ચિંતા ભરેલી ચુપકીદી તોડી રાબેતા મુજબ અદબ વાળી તે નોકરે કહ્યું "શેઠજી! ગાડી હાજર થઇ છે." નોકરનાં શબ્દો ગોયા તેણે સાંભળ્યાંજ ન હોય તેમ તે ચુપજ રહ્યો, તેણે ચાકર તરફ દ્રષ્ટિ પણ કીધી નહિ, અને ચાકર શેઠની આ વિચિત્ર પ્રકારની ચુપકીદીથી જ્યાદા અજબ થયો. પહેલે તેને એમજ ભાસ્યું કે શેઠ નિંદ્રા લેતા હતા, પરંતુ જ્યારે તેણે જોયું તો માલુમ પડ્યું કે તેમ કશું ન હોતું. ચાકર અદબ વાળી એમજ ઉભો રહ્યો, અને શેઠે, પાએક કલાકની ચુપકીદી પછી હુકમ કીધો કે, "ગાડી પાછી લઇ જાઓ, આપણાં જ્યોતિષો નજુમીઓ ) ને જલદી બોલાવી લાવી હાજર કર."

"અચ્છા સાહેબ" કહી ચાકર ચાલતો થયો અને થોડીવારમાં એ ઝમાનાનાં પરહેઝગાર અને સુફેદ દાઢીવાળા ભવિષ્યવેત્તાઓ હાજર થયા. હજી તેઓ પુરા પોતાની જગોએ ગોઠવાય તે પહેલાં તે વ્યાપારી અબુ-જાફરે પોતાની ઓરતથી સંતતિ થશે કે નહિ? તેનો સવાલ પુછયો. તે વખતે નજુમીઓએ આસમાની ચાલથી વાકેફ થયાં પછી કહ્યું, "આપની ઓરતથી એક પુત્રી પેદા થશે તેનાં દાંતો હોઠની બાહેર નિકળેલા દેખાશે અને તે પુત્રીનો પ્રસવ થતાંજ તે હસશે. ઘણુંજ આશ્ચર્યકારક એ છે કે એ છોકરીથી ખુદાની ખલકતને ઇઝા પહોંચશે અને તમામ બગદાદ શહેર તે પુત્રીનાં ફરેબી ફંદામાં ફસાઇ પડશે, તેથી બગદાદ શહેરની સર્વ રૈયત તેનાથી ઘણી આજેજ થશે; કેટલાએક મકાનો વેરાન થશે, અને તે સીત્તેર વર્ષનું આયુષ્ય ભોગવી ઘણોજ માલ હરામ ધંધાથી પેદા કરશે, ત્યાર પછી તે છોકરી મુમીન નામના એક મુસલમાનના હાથ ઉપર ખરાબ થશે અને પછી તેનું મૃત્યુ થશે તથા તેનો સઘળો માલ લૂંટાઇ જશે."

ભવિષ્યમાં થનારી પોતાની સંતતિ—એક પુત્રીની—આવી ગજબનાક ભવિષ્યવાણી જ્યારે અબુજાફરે નજુમીઓથી સાંભળી ત્યારે તે ઘણોજ ખિન્ન હૃદયે પોતાના ઘર તરફ આવ્યો. તેની જળતી ચિંતાની ચિતામાં ઔર ઘી હોમાયું અને તે ખુદાએતઆલાના હુકમ ઉપર તવક્કલ કરી રહ્યો.

દિવસ પર દિવસ—અઠવાડીયા પર અઠવાડીયા—અને મહિના પર મહિના પસાર થતા બે વર્ષ ગબડી ગયાં, તે બાદ અબુજાફરની ઓરતે એક પુત્રીનો જન્મ આપ્યો. છોકરીનો પ્રસવ થતાંજ અજાયેબ ઘટના એ બની કે તે જમીન પર બેઠી—કાંઇક ખાવા લાગી—અને થોડીક વાચા પણ ખુલી. આવી અજાયેબ પ્રકારની છોકરીનો જન્મ થવાથી તેમજ નજુમીઓએ કહેલી ભવિષ્યવાણીથી અબુજાફર વધારે વ્હેમાણો, અને ખુદ તેને તો ખુશીને બદલે ઔર ગમીનો સોદો થઇ પડયો! દરેક પળે તેની ગુંચવણમાં વધારો થતો ગયો. અબુજાફરને ત્યાં ઘણે વર્ષે સંતતિ પ્રાપ્ત થએલ હોવાથી તેની આવી અજાયેબ પ્રકારની પુત્રીનાં પ્રસવની વાતે તેના ખેશ કુટુંબ પરિવાર અને સંબંધીઓની વધારે જીજ્ઞાસા ઉશ્કેરી, અને તેઓ અબુજાફરને મુબારકબાદી દેવાને આવ્યાં. ઉપરાંત જે લોકોને અબુજાફર સાથે કાંઇ લાગતું વળગતું ન હતું તેઓ પણ આ વિચિત્ર પ્રકારની છોક-રીને નિહાળવાને આવ્યાં. આવાં શુભ અવસરે પોતાને ઘેર આવતાં મેહ-માનો અને અન્ય જનોને આવકાર આપવાને શાન્ત સ્વભાવનો અબુજા-

ફર એક પગે તૈયારજ હતો- મેહમાનોની આગતા સ્વાગતા કીધા પછી અને બીજાં માણસોને યોગ્ય આસને બેસાડ્યા પછી એક દાઇ તે જન્મ પામેલી છોકરીને તે આરાસ્તા કીધેલાં કમરામાં લઇ આવી, ત્યારે ત્યાં ખુશાલીનાં જબરા પોકારો થયાં, જે બાદ તેનું નામ સર્વેની રૂબરૂમાં હસીના રાખવામાં આવ્યું, પરંતુ અજાયેબ પ્રકારની આ છોકરીનાં ચેનચાળાથી સર્વે લોકોએ દાંતમાં હાથ કરડ્યાં અને બહુજ આશ્ચર્ય પામ્યા. આ વાતની લોકો એક બીજાને ખબર કરતાં પોતાના ઘર તરફ વિદાય થયાં, આથી આ બાબત સારા બગદાદ શહેરમાં પવન વેગે ફેલાઇ ગઇ, જે પણ વધુ ફેલાતાં અને તેમાં મરચાં, મીઠાંનો મસાલો મળતાં તેનું એવું તો હાસ્યજનક રૂપાન્તર થઇ ગયું કે અબુજાફરને ત્યાં પુત્રીનો પ્રસવ થતાં તે ઉઠીને બસરા તરફ ચાલી નીકળી ! !

## પ્રકરણ ૨ જું.

### યૌવન.

દહાડે નહિ વધતી તેટલી રાત્રિએ આ છોકરીએ વધવા માંડ્યું અને અબુજાફરને ત્યાંની દોલતની રેલમછેલમમાં તે પુર લાડ અને પ્યારથી ઉછરી આ ઘટનાને સાત આઠ વર્ષ ગુઝરી ગયાં, જે બાદ અબુજાફરે હસીનાનાં અભ્યાસ પાછળ લક્ષ આપવા માંડ્યું. તેણે તેને બગદાદ શહેરનાં ખ્યાતિ પામેલા મકતબની અંદર એક બાહોશ આલીમનાં હાથ અને દેખરેખ તળે મુકી, જેની જાતી દેખરેખ અને મહેનતથી આ ચબરાક છોકરી ટુંક વખતમાં કાગળો લખવા લાગી અને વાંચન પણ પુર છટાથી વાંચી શકતી હતી. અબુજાફર જો કે બહુ સુધરેલા વિચારનો ન હતો, છતાં પણ તે પોતાની પુત્રીનાં શોખ અને હઠથી આજેઝ થઇને તેણે તેને સંગિતનો હુનર પણ શિખવાડ્યો. દશ બાર વર્ષની મુદતમાં આ છોકરીએ એવું સરસ શિક્ષણ લીધું કે—આખા બગદાદ શહેરમાં તેની ઉમરના પ્રમાણમાં તરબીયત અને શિક્ષણ પામેલી છોકરી જવલ્લેજ હોઇ શકે; ગોયા તે વખતનાં ઝમાનામાં એવી કોઇ ચબરાક છોકરી હતીજ નહિ. પોતે લીધેલાં આ શિક્ષણને તેણે પાછળથી એવું તો વધારી મેલ્યું કે, તેણે સાહિત્યનાં કેટલાંક પુસ્તકોનો ઉર્દુમાં તરજુમો કીધો, તથા સંગિતનાં જ-

લસાઓમાં તેની હાજરી અગ્રપદે ગણાવા લાગી અને વખતો વખત બાદશાહ પણ તેને મહેલમાં ઇઝન આપી બોલાવવા લાગ્યો. બાદશાહની શાહઝાદીને સંગિતનો શોખ લગાડનાર આજ છોકરી હતી !

પરંતુ હવે હસીના એક છોકરી મટીને યૌવનનાં પુર બાહરમાં આવતી જતી હતી. યુવાનીએ તેનાં અવયવોમાં ટુંક વખતમાં જાણવા જોગ ફેરફાર કરી દીધો. જે ચક્ષુઓ હમેશાં નિર્દોષપણે મરદોના ચહેરાઓ ટીકતી હતી તે હવે દોષિત થયાં, જેમકે તે વિષે કેહવાએલું છે કેઃ—

## દોહરો.

ચાળા બાળાના ગયા, બદન હવે બદલાય:
નયન મુખ શરમાઇ ગયાં, અંતર ઉંચુ થાય.

લોહચુંબકનાં આકર્ષણ મિસાલ હસીનાનું દિલ પણ જુવાનીના જોશ અને ગુલાબી રૂખસારોનાં ચેનચાળાથી લાલચોળ બની સામા પરપુરૂષનાં દિલમાં પોતાની પ્યારી હસમુખી મૂર્તિ કોતરાવી શકવાનાં તલેસ્માતી આકર્ષણિક ગુણો બનાવવા લાગ્યાં. આખા બગદાદ શહેરમાં તેના પુનેમ ચંદ્ર જેવાં ચહેરા તથા તેની ખુબસુરતીની બરોબર કોઇ જોડીજ નહિ હતી, અને આ છોકરી જેમ તેઝ બોલવામાં નખરાં બાઝ તથા મશ્કરી કરવામાં બેમિસાલ હતી, તેમ તેની મિસાલ આપી શકે તેવું કોઇ અન્ય હતુંજ નહિ. જુવાનીનાં ફાટેલાં જોશવાળી આએ ચબરાક અને ચાતુર્યતાવાળી ચતુરાનું દિલ ચોરી લેવાનો ઘણા માણસોનો ઇરાદો અને જીંદગીભરની મુરાદો હતી પરંતુ તે છોકરી—જે હવે ઓરતનાં રંગરૂપભર્યા યૌવનમાં ઝોલા ખાતી ઝઝુમતી હતી તે કોઇને કબુલ કરતીજ નહિ, તેમ સામાનું દિલ તે મનહરણીને લોભાવી શકવાને સર્વથા અશકયજ હતું. તે એવું કહેતી કે, "જેનાં હુનરો અને માર્મિક તથા આકર્ષણિક શક્તિઓ મારા કરતાં વધારે અને ચઢીયાતી હોય તેમજ જે કટાક્ષ ભરેલી કટારથી અન્યનાં હૃદયોને વિંધી શકતો હોય તથા થોડાં શબ્દોમાં પોતાની ઇચ્છાઓ સામા મનુષ્યને વ્યકત કરી તથા સમજી શકતો હોય તેને હું મારો શવહર કરૂં !!"

અનુપમ ખુબસુરતી ધરાવતી આ અબળાનાં અવયવોરૂપી નાનાં છોડાએ અને રોપાઓએ વીશ વર્ષની મુદતમાં યૌવનનો બાગ ખડો કરી દીધો. જે રોપાઓ ઉગતી જન્મ લેતી વેળાએ કુમળાં અને ઘટા વગરનાં હતાં, તે હવે વધારે ઘટ અને મોટાં બન્યાં અને અવયવો રૂપી તે યૌવનનો બગિચો વધુ

ઝાડપાનના ખિલવા સાથે ઘટાદાર બની રહ્યો. કેટલાંક પર તો ફુલ પણ આવી ગયાં અને કેટલીક ડાળો પર ફળો આવવાથી તે લાલચોળ બની લચકી રહ્યાં હતાં જે તેની મિઠાશથી સૌંદર્યતામાં વધારો કરતાં હતા પરંતુ આ યૌવનના બાગ માહેલાં ફળો ચાખવાને-તે ભોગવવાને કોઇ નશિબવંત થયું ન હતું; અલબતાં કેટલાંકોએ વૃથા કોશેશો કીધેલી હતી, નિર્લજ હુમલાઓ કરેલાં પણ ખરાં, પરંતુ તે સઘળાં તે યૌવન-બાગનાં ચોકીદારે જ એક ફટકે પાછા હઠાવ્યા હતા.

## પ્રકરણ ત્રીજું.

### આશક.

આ ચતુરાનાં ગુણ, એ મિસાલ ખુબસુરતી અને ચબરાક ચપળતા વિગેરેનું વર્ણન સાંભળીને તથા તેથી આકર્ષાઇને ખોરાસાનના પ્રદેશથી એક ખૂબસુરત તથા બુલંદ કદનો યુવાન બગદાદ શહેરમાં આવ્યો, કે જે મરદને લોકો "ફંદની હખ" નામે ઓળખતા હતા જ્યારે તે નવ જુવાન મરદ બગદાદ શહેરમાં આવ્યો, ત્યારે તેણે પેલી નવયૌવનાને ચાહવાનો કસ્દ કીધો, અને તેથી એક દિવસે તે તે નખરાબાઝ નાઝનીનને મળવા માટે ગયો, જ્યાં નોકરોથી તે ખુરાસાની મરદે તેને મળવાની તલબ કીધી. ચાકરે બાહેર આવેલા શખ્સની અંદર ખબર આપી કે થોડી વારમાં તે નવયૌવના સુંદર પોષાકથી સજ્જ થઇને તે આરાસ્તા કીધેલા કમરાના રેશમી પરદાઓ હઠાવી હાજર થઇ. વાદળી હઠી ગઇ અને ચંદ્રમાંના ચાંદ જેવો સુફેદ ગોરો ચહેરો તે મરદને દ્રષ્ટિએ પડયો. સુવાસિત અત્તરોના પમરાટે તે ઓરડાનું ખુણે ખુણું ધમધમાવી મુકયું. તે અંદર દાખલ થતાં તે આરાસ્તાં કીધેલાં કમરામાં બિછાવેલાં સુંદર ઝરીન અને મખમલી ગાલિચા પર બેસી ગઇ. દૂર કીધેલો રેશમી પરદો હજી એમજ ઝુલતો હતો, અને તેણે પગમાં પહેરેલાં ઝગઝગાટ મારતાં ઝવાહીરોનો ધમધમાટ હજી હાજર રહેલાં ખુરાસાની મરદના કાનને ધમધમાવી મુકે તે પહેલાં તેણે સવાલ કીધો કે. "તમો કોણના ખાનદાનમાંથી છો? તમારૂં નામ શું છે? ખોરાસાન જેટલાં દુરના પ્રદેશમાંથી તમોને અત્રે આવવાનું શું પ્રયોજન છે? અને મારી મુલાકાતથી

તમને શું આરઝુ છે ? ? પુર છટા અને દમામથી આપણી વાર્તાની નાયિકાએ પ્રશ્નો પુછ્યાં.

તે નવયૌવનાનાં આ પ્રશ્નો પછી ત્યાં થોડીક મીનીટ ચુપકીદી પથરાઈ જે પછી તે ખુરાસાની મરદે પણ છટાદાર અને જુસ્સાદાર ભાષામાં હસ્તે મુખડે જવાબ આપ્યાકે, "ઓ ! બેહસ્તની હુર ! બગદાદ શહેરની તારી આ ખુબસુરતી, લાવણ્યતા અને તારી ચકોરી અને ચાતુર્યતા ભરેલી ચપળતાએ તને દુરદરાજના મુલ્કમાં મશહુર કીધી છે. ખોરાસાનમાં તારી આ સૌંદર્યતાના ગુણગાન હું હંમેશાં સાંભળતો આવ્યો છું; અને જ્યારે તારી ખૂબસુરતીની મેં હદ બાહેરની તાઅરીફો સાંભળી ત્યારે તને નઝરે જોવાને અને તારી જેવી એક હુસ્ન ધરાવતી હુર અને હસીન પરીને હાથ કરવાને મને સ્વાભાવિક લોભ અને લાલચ થઇ, કારણ કે હું પણ તારીજ લાયેકનો છું, આ ઝમાનામાં માહરી બરોબરી કરી શકે તેવો બીજો કોઇજ નથી ?"

તમારી પાસે એવો કોઇ હુન્નર અને હિકમત હોય તો મને દેખાડો કે જેથી હું આજેજ થઇને તમારાં પ્યાર અને મહોબતનો સ્વિકાર કરૂં ! તમારામાં તેવી કોઇ પણ ચાલાકી, અક્કલ અને હોંશીયારી ન હોય તો ઓ ખોરાસાની! તમે તમારે ઘેર જઇ બેસો. કારણ કે અક્કલ વિનાના ગમાર ઢોર જેવાંને મારી પ્યાર અને મહોબતની મિઠાશવાળી આ જીંદગાની અર્પણ કરવા કરતાં હું મૃત્યુ સો ગણું વધારે પ્રસન્ન કરૂં છું ! સુધરેલાં વિચારની હસીનાએ હસતાં ચહેરે ઉત્તર આપ્યો.

જ્યારે ખોરાસાનીએ આવા શબ્દો સાંભળ્યા, ત્યારે તેણે તેને કહ્યું કેઃ— "કાલે તું શરાફ બઝારમાં આવીને એક દુકાન પર બેસજે, અને તે વખતે જે ઘટના બનશે તેથી તને મારા હુન્નર અને બાહોશ ચાલાકીની ખબર પડશે."

હસીનાએ આ વાતને કબુલ રાખી અને વળતે દહાડે જે જગ્યાએ આવવાનો ખોરાસાનીએ વાયદો કીધો હતો, ત્યાં વખતસર હાજર થઇ. પેલો ખોરાસાની જુવાન પણ મોટાં માણસ જેવો સોદાગરનો વેષ સજીને એક બુઝોર્ગ સોદાગર બનીને વાયદાની જગો પર આવ્યો. દ્રષ્ટિ દોડાવતાં તેને જણાયું કે બજારમાં એક જુવાન યાહુદી શરાફ બેઠેલો છે, તે ત્યાં ગયો અને શરાફને વિવેકથી નમીને જ્યારે તેણે સલામ કીધી ત્યારે તે શરાફે

ખોરાસાનીને ભલો માણુસ જાણીને ભારે ઇઝત અને આબરૂથી ખુરશીપર બેસાડયો. થોડો વખત આમ બેઠા પછી તેણે શરાફ યાહુદીને પુછ્યું કે, "તમારી પાસે મગરેબી, નીશાપુરી અને કાંશાંની સિકકાઓ છે? શરાફ યાહુદીએ જવાબમાં હા કહી, અને કેટલાંએક સિક્કાઓ પેલા ખુરાસાની આગળ મુકયાં, જે વખતે તે ખુરાસાની યુવાને કેટલાંક સિક્કાઓ તે જગ્યાએ તારવીને જુદાં કીધાં અને તેને રૂમાલમાં બાંધી લીધાં અને ચાલાકીથી તે બાંધેલા સિકકાવાળો રૂમાલ પોતાની હાથની બાંહેમાં એવી ચપળતાથી સેરવી દીધો કે શરાફને તેની કાંઇપણ ખબર પડી શકી નહીં. ત્યાર પછી તે ખોરાસાનીએ એક બીજો રૂમાલ તેવાંજ નામ નિશાનવાળો પોતાની બાંહેમાંથી કાઢયો અને તે કોથળી પર પોતાની મોહોર કરીને પેલા શરાફના હાથમાં એવી ચાલાકીથી આપ્યો કે તે શરાફને પ્રથમનાં રૂમાલની ખબર પડી નહીં. મજકુર કોથળી શરાફને સોંપતા ખોરાસાની યુવાને કહ્યું કે, "એ કોથળી પર મારી મોહર કીધી છે, તે અનામત છે, તેની નિગાહ રાખજો, કારણ કે હું બાહેર જઇને મારે ત્યાંથી એ સિક્કાઓનું દામ લઇ આવું અને એ સિક્કાઓનાં બદલામાં બીજું નાણું આપીને તે સિક્કાઓ તારી પાસેથી લઈ લઉં." આ વાતને ભોળા શરાફે કબુલ કીધી, અને ખુરાસાની યુવાનની કોથળી તેની મોહોર સમેત પોતાની પેટીમાં મુકી. ખુરાસાની પોતાનાં મકાન તરફ ચાલ્યો, અને એક ઘડી પછી પાછો આવ્યો અને શરાફને કહેવા લાગ્યો, "પેલા સિક્કાઓની કોથળી મારી નજદીક લાવો." ત્યારે શરાફે તે કોથળી પેટીમાંથી બાહેર કાઢી તે યુવાનની ફરમાસ અનુસાર તેની સમક્ષ રજુ કીધી; તેવામાં તે યુવાન તે સિક્કાઓને પોતાની બાંહેમાં લઇને જવા લાગ્યો. આ એ અજાયબી ભરેલી વર્તણુંકથી તે યાહુદી શરાફ વ્હેમાણો અને તેને કહ્યું કે, "સિક્કાઓનાં બદલામાં જે નાણું અથવા દામ તમો આપવા માંગો છો તે કયાં છે?" જ્યારે આ સવાલ શરાફે કીધો ત્યારે ખુરાસાની યુવાને ઉડાવનારો જવાબ આપ્યો કે, "તમો બદલો શાનો માંગો છો? તમે મારી પાસે શા આધારે નાણું માંગી શકો? મેં તમને અનામત રાખવા સિક્કાઓ સોંપ્યા હતાં, તે મેં પાછા લઇ લીધાં અને હું હવે મારે પોતાને માર્ગે જાઉં છું."

આવા ઉડાવનારા જવાબથી સોદાગર શરાફ ખુબ ગુસ્સે ભરાયો અને પોતાનું નાણું જવા બેઠું એમ જ્યારે તેને જણાયું ત્યારે તેણે લાલચોળ આંખો કરી "ઓ હરામજાદા ચોર" કરી બરાડ પાડી અને જબરો શોર-

બકોર મચાવી મુકયો. તે ખુરાસાની યુવાનને વળગ્યો અને તેજ વખતે ત્યાં એક બીજા વચ્ચે જબરી મારામારી અને ગાળાગાળીની મોટી લડાઇ ફાટી નીકળી. આ મારામારી અને પીટાપીટના અવાજથી આજુબાજુનાં લોકો અને રાહદારીઓનું જબરૂં ટોળુ શરાફની દુકાનની આસપાસ ફરી વળ્યું. આ બંનેના ઝનુની અને જબરા ઝગડાની વચ્ચે પડવાનો કોઇનો ઇલાજ રહ્યો ન હતો, કારણુ કે તેઓ એક બીજાને એવાં તો જોરથી વળગી અને ચોંટી પડયા હતાં કે-શરૂઆતનાં જુસ્સા ભર્યાં હુમલામાં તેઓને છોડવવા જવું તે મેથાપાક જમવા જેવું હતું ! થોડાં વખતની અંદર તેઓ ખૂબ લડી વઢીને થાકી–પરવારી રહી શાન્ત થયાં ત્યારે હાજર રહેલા લોકોએ તેઓને સલાહ આપી કે તેઓએ આ ઝગડાની પતાવત માટે બાદશાહ ખલિફાની હજુરમાં જવું જોઇએ. આ સલાહને માન્ય રાખી તેઓ બંને બાદશાહની હજુરમાં હાજર થયાં.

## પ્રકરણુ ચોથું.

### બાદશાહનો ન્યાય.

શરૂઆતમાં ખોરાસાની યુવાન બાદશાહની સમક્ષ ગયો અને દુઆ અને વખાણનાં શબ્દો ઓચરી તથા બાદશાહને લાયકની અદબ આદાબ બજાવી લાવ્યા પછી કહેવા લાગ્યો કે, “ એ જેહાનનાં ખલિફા ! હું એક વિદેશી મર્દ છું. ખોરાસાનથી હું હમણાં આવેલ છું, તથા મારી સાથે થોડી એક પુંજી–નાણું લાવેલ હતો. મારો વિચાર ઇરાક અને જમાના મુલકની તરફ જવાનો છે, દરમીયાનમાં હું યાહુદી શરાફ આગળ ગયો અને મેં વિચાર્યું કે–મારી પાસેનાં કેટલાંએક મગરેબી, નીશાપુરી તથા કાંસાના સિક્કાઓ એ સર્વે આ શરાફને દેખાડું અને તેની પાસેથી ખરાં સિક્કાઓ લઉં, પરંતુ એ શરાફે મજકુર સિક્કાઓની કીંમત નહી કીધી અને મારી સાથે જરનો કરાર કરી ખરાં સિક્કાઓ નહી કીધાં, ત્યારે એ જર અથવા સિક્કાઓ વેચવાને બદલે મેં મારા પોતાના સિક્કાઓ ઉઠાવ્યા અને જ્યારે હું ચાલતો થયો ત્યારે યાહુદી શરાફ મને વળગી પડ્યો તથા મારી સાથે ઝગડો કરી કહેવા લાગ્યો કે, “ મારા સિક્કાઓ કયાં લઇ જાય છે ? બાદશાહ

સલામત ! હું એક પરદેશી માણસ હોવાથી આ શરાફનાં મકર અને ફરેબને જાણુતો ન હતો. એ ઝમાનાનાં બાદશાહ ! મારી આ સાચી હકીકત છે, જે મેં ખુલ્લાં હૃદયે નિવેદન કીધી છે, હવે ઇન્સાફનો કાંટો ખુદાએતાલાએ આપનાં હાથમાં મુકયો છે; તો આ હિસાબનો સાચો તોલ અને તોડ કાઢી આપો." ખોરાસાનીની ઉપલી જુબાની પછી શરાફે બાદશાહને અરજ કરી કે, એ મર્દ જુઠું બોલે છે, એ મારી દુકાન પર આવ્યો અને મગરેબી જર મારી પાસેથી ખરીદ કરવા માંગ્યું, ત્યારે મેં ત્રણ કોથળીઓ તેની આગળ મેલી. કેટલાંએક સિક્કાઓ એ મરદે જુદાં કાઢીને પોતાની મોહોર કીધી, અને મને સોંપીને કહ્યું કે એ જરની કીંમત લાવું છું. તે બાદ તે ગયો અને ઘડીએક રહીને પાછો આવ્યો. જ્યારે તેણે મારી પાસે પેલાં સિક્કાઓ માંગ્યા, ત્યારે હું તે સિક્કાઓ તેજ વખતે લાવ્યો અને એ મરદની આગળ હાજર કર્યાં કે તુરત તે ખુરાસાની મરદ જર ઉઠાવી રવાના થઇ ગયો. મેં તેની પાસે કીંમત માંગી, ત્યારે એ મારી સાથે લડવા લાગ્યો. ખલિફાએ એ શરાફ યાહુદીને પુછ્યું કે, "તને ખબર છે કે એ સિક્કાઓ કેટલાં હતાં ?" જવાબમાં શરાફે કહ્યું કે "એ સિક્કાઓની ગણત્રી મેં નથી કીધી." બાદશાહે ખુરાસાની મરદને સવાલ કીધો કે "તારૂં આ વિષે શું કહેવું છે ?" જવાબ વાળતાં ખુરાસાની મરદે જણાવ્યું કે, એ શરાફ સિક્કાઓની ચોક્કસ ગણત્રી કહી શકતો હોય તો હું તેની પરનો મારો હક છોડી દેવા તૈયાર છું." આનાં ઉત્તરમાં શરાફે કહ્યું કે, "એ સિક્કાઓ આશરે ૩૦૦ ત્રણસો છે. મગરેબી ૯૦, કાંસાની ૧૧૫, નિશાપુરી ૯૫ મળી ૩૦૦ સિક્કાઓ છે." આ ગણત્રી શરાફે જણાવ્યા પછી ખલિફાએ હુકમ કીધો કે તેની ગણત્રી કરો. સિક્કાઓને ગણવામાં આવ્યાં, જેમ કરતાં ઓછા નીકળ્યા, કારણ કે પ્રથમથીજ ખોરાસાની જુવાને સિક્કા જુદા કરતાં રૂમાલમાં બાંધીને બાહેની અંદર સેરવેલાં હતાં એ ઘટનાની શરાફ યાહુદીને માહીતી નહી હોવાથી સિક્કાઓ ગણત્રીમાં ઓછા નીકળવાથી શરાફ ભોંઠો અને જુઠો પડયો. આ પરિણામથી બાદશાહે ફરીયાદનો છેવટનો ચુકાદો આપ્યો કે, "તમામ સિક્કાઓ ખોરાસાની જુવાનને હવાલે કરી દેવાનો અમારો છેવટનો અભિપ્રાય અને ચુકાદો થાય છે."

આ દુનિયામાં કેટલીક વખતે ફરેબબાઝો મકર અને અકલ હોંશીઆરીથી અને બાહેરની મીઠી પરંતુ બાતની ઝેરી ઝબાનથી, ભોળા, ભલાં અને નિર્દોષ મનુષ્યોનાં ગળાંઓ પર કરવત ફેરવી કપટ અને ક્રુરતાની

જાળ બિછાવી ખુશી અને ફતેહ સાથ છટકી જઇ શકે છે; અને એ પરિણામે ન્યાયની અપૂર્ણ અને અપકવ પરિક્ષા કરનારાઓને કેટલીક વખત ઠગી શકે છે, પરંતુ તેઓને આખરે આ દુનિયા એ રાહતનુ મકાન તો થઇ શકતુંજ નથી, તેમજ તેઓને પોતાનાં પાપી અને કપટી કૃત્યોનો બદલો આજ દુનિયામાં તેમજ આખેરતનાં આઝાબમાં અવશ્ય મળીજ રહે છે. જ્યારે આ સર્વે તમાશો પુરો થયો ત્યારે હસીના જે ચુપચાપ તે મામલાની અથથી તે ઇતિ સુધી પ્રેક્ષક હતી તેણે ખોરાસાની યુવાનનાં આવાં મકર, ફરેબ તથા હિકમતથી જયાદા ખુશી થઇ અને તેનાં પર બેશુમાર આફ્રિનનાં ઉદ્‌ગારો વર્ષાવવા લાગી અને સાથે કહેવા લાગી કે, " તમારી હીકમત તથા હુન્નર અને ચાલાકીનો ભેદ તમે મને દેખાડયો, તો હવે મારી પણ ચાલાકી, ફુર કપટબાજી, તથા મકરબાજીનો પરિચય તમને કરાવવાનો મારો વખત આવી પુગ્યો છે, તે નિહાળવાને હવે તમે તૈયાર થઇ રહેજો." વ્હાલાં વાંચકો ? તમો પણ આ ફરેબબાઝ ઓરત હસીનાનાં અદ્‌ભૂત પરાક્રમો નિહાળવાને તૈયારજ રહેશો.

## પ્રકરણ—૫ મું

### ફરેબી-ફીતનો.

બીજે દિવસે આફતાબ રૌશન થયો, અને સહવારના સૂર્યનો શરૂઆતનો ઠંડો ઝળઝળીઓ પ્રકાશ આસપાસ ઝગઝગી અને ફેલાઇ રહ્યો હતો. બગદાદ શહેરની મુસલમીન રૈયત સુબ્હની નમાઝથી હજી હમણાંજ પરવારી રહી કુરઆને શરીફની તિલાવતમાં મશગુલ હતી. તેવાં શાન્ત અને ખુશનુમા ગુલાબી ઠંડીના લ્હેરોમાં એક પરહેઝગાર ઓરતનો બુલંદ પરંતુ સુરિલો અવાજ: એક ઘંટડી મિસાલ તે પવનની લ્હેકીઓનાં સુસવાટમાંથી સંભળાતો હતો. આ ઓરતે પોતાના શરીરપર એક પુખ્ત વયની પરહેઝગાર સ્રીને લાએકનો લીબાસ પહેર્યો હતો. તેનો ચહેરો ઘણોજ શાંત, ગંભીર અને નુરાની લાગતો હતો, અને નઝર કરતાં જણાતું હતુ કે તે કોઇ પરહેઝગાર અને આબાદ ઓરત હોવી જોઇએ! પરંતુ હવે આ ઓરતનો અવાજ વધારે સ્પષ્ટતાથી સંભળાવા લાગ્યો, ત્યારે જણાયું કે

તે કુરઆને શરીફનાં દશમા સિપારાની બુલંદ અવાજે તિલાવત કરતી હતી ખૂબસુરત અને દેખીતી રીતે ફીરેસ્તા ખસલતની આ નેક ઓરત? એક પરહેઝગાર ઓરતનાં મકાન નજદીક તેનાં દરવાજા આગળ થોભી અને બુલંદ અવાજે કુરઆન શરીફ પઢવા લાગી. સહવારનાં પોહોરમાં કુરઆને શરીફ પઢવાનો આવો સુરીલો અવાજ જ્યારે તે પરહેઝગાર ઓરતે સાંભળ્યો, ત્યારે તે બહુ આશ્ચર્ય પામી અને ખુશી થઇને પુછ્યું કે, "ઓ! નેક ખસલત ઓરત! તું મારાથી શી ઉમેદ અને હાજત રાખે છે?" કુરઆને શરીફ પઢવાનું બંધ રાખી તે ઓરતે ઉત્તર આપ્યો કે, "મારી પ્યારી બેટી આબિદા! હું તને જોવાને કેવી ખુશ છું કે—જ્યારે તું બાળક હતી અને તારી મહેરબાન માદર આ ફાની દુનીયા છોડી ગઇ ત્યારે મારાથી દેખી શકાયું નહિ કે—તારૂં ઘર તારી માતા સિવાય ખાલી રહે! મેં તારાથી દૂધ છોડ્યું તેને ઘણીજ મુદ્દત થઇ ગઇ અને ત્યાર પછી તારી પ્યારી માતાને બેહિસ્ત બક્ષવાની દુઆ કરવા સિવાય મને બીજું કોઇ કામ ભલું અને સાચું જણાયું નહિ તેથી હું મક્કામાં હજ કરવાને ગઇ અને પયગમ્બર સાહેબ હઝરત મોહંમ્મદ મુસ્તુફા (સ. અ.) ની કબર આગળ ખુદાએ તઆલા પાસે તારી માદરને જન્નતનશીન કરવાની બંદગી ગુઝારી! તે બાદ હું કેટલીક મુદ્દત સુધી તે બુઝોર્ગી ભરેલી મકાનમાં ચેનથી રહી, પરંતુ જ્યારે વૃદ્ધાવસ્થાની અશક્તિ મને ઘેરવા લાગી ત્યારે તારી ખીદમતમાં આવવાનો મને ઘણોજ શોખ થઈ આવ્યો અને તેથી હું પોતે તારી સેવામાં આવીને હાઝેર થઇ છું, કે જેથી હું તારા નેક અને ખુશી ભર્યાં દર્શનનો લાભ લઇ કૃતાર્થ થઉં! હવે જો તારી મરજી હોયતો હું મારી બાકીની આયુષ્ય તારી સેવામાં બસર કરૂં! નહિતર પાછી ચાલી જાઉં!" આવી મકર ભરેલી જૂઠી વાત જ્યારે તે આબિદાએ સાંભળી ત્યારે તે ભોળી પરંતુ નેકબખ્ત ઓરત તે ફરેબબાઝ ઓરતનાં ફાંદામાં ફસાઇ પડી અને પોતાના મન સાથે વિચાર કરવા લાગી કે, આ ઓરત સાચું બોલે છે! કારણ કે મારી માતાને બિમારી થઇ હતી અને મને દાઈ હસ્તક સોંપવામાં આવી હતી, માટે તેની વાત ખરી છે! એમ માનીને તે તે મકરબાઝ ઓરત હસીનાનો હાથ પકડી પોતાનાં મકાનમાં લઇ ગઇ અને માન મરતબાની સાથે બેસાડી! જે પછી એક બીજાં આપસમાં ખુશ ગુફતેગોમાં ગિરફતાર થયાં. આ વેળાએ હસીનાએ રેશમી કપડાંનો પોષાક પેહર્યો હતો, જે ડ્રેસમાં તે એક પુખ્ત વયની પરહેઝગાર ઓરત જેવી હસીન અને બેહિસ્તની

હુર માલમ પડતી હતી. ઝબાન ખુશ અવાજવાળી અને તલવાર બિસાલ તે ચાલતી હતી. હાથમાં તસ્બી હતી, જેનાં પારાઓ તે ખુદાનાં ઢોંગી રટણમાં ચપળતાથી ફેરવ્યા કરતી હતી ! આબિદા પોતાનાં માતપિતાની હકીકત તે બનાવટી દાઈ પાસેથી સાંભળી રહે તે પહેલાં તેનો શવહર ઘરમાં આવ્યો, જેને ઉઠીને હસીનાએ સલામ કીધી ! જે પછી આબિદાએ પોતાનાં મર્દ આગળ જઈને તેને પોતાની દાઇના અહેવાલથી વાકેફ કીધો ! આ જાણી તેનો નેકબખ્ત મર્દ ઘણોજ ખુશી થયો, અને તેને કેટલાંક દહાડા રોકી પાડવા પોતાની ઓરતને કહ્યું. આખરે ઘણીજ મિનત અને આજેજીથી હસીનાએ દશ દિવસ રહેવા કબુલ્યું. આ પ્રમાણે ત્રણ દિવસો કાંઇપણ જાણવાયોગ્ય બનાવ સિવાય પસાર થયાં.

ચોથે દિવસે હસીના આબિદા પાસે આવીને કહેવા લાગી કે, "મારી નજરમાં એક અજબ વાત આવે છે, માટે હું તો મારા મકાનપર જવાનું વધારે પસંદ કરૂં છું !" આબિદાએ હસીનાને પગે લાગીને કહ્યું કે, "તમોએ મારી સાથે દશ દિવસો ગુઝારવાનો વાયદો કીધો છે, અને ત્રણજ દિવસમાં પાછા જવા માંગો છો તેનો શું સબબ ?" હસીનાએ કારણ દર્શાવતાં કહ્યું કે, "એ મારા જીવ ! મેં તને મારા દુધથી પાળી મોટી કીધી છે, તેથી તારી પર કંઇપણ વિપત્તિ આવી પડે તે હું કેમ જોઇ શકું ?! આજકાલમાં આ ઘરમાં બીજી ઓરત હકુમત કરે અને તું પરેશાની હાલતથી ખુવાર થાવ તે મારાંથી કેમ જોયું જાય ? અફસોસ ! હું તારૂં આ દુઃખ જોવાને શા માટે જીવતી રહી ?!" આવી નહિ ધારેલી હેબતનાક બાબત જ્યારે આબિદાએ સાંભળી ત્યારે તેણે ઘણીજ જીજ્ઞાસા સમેત તે વાત કહેવાની હસીનાને આજીજી કીધી. જે ઉપરથી હસીનાએ પોતાનાં ફરેબી ફાંદાની જાળ પાથરતાં કહ્યું કે, "આ વાત તારી આગળ કેવી બહેતર છે, પરંતુ તેમ કરતાં હું ચુગલીખોરમાં ખપું એમ છું તે હું જાણું છું, પરંતુ જ્યારે તું મારી પાળેલી પુત્રી સમાન છો, ત્યારે તો મારાંથી કહ્યા વિના રહેવાતું નથી કે, પડોશની મસજીદ પાસેનાં ઘરમાં રહેતી એક ખુબસુરત છોકરી પર તારો મર્દ આશક પડ્યો છે ! માટે એક પરાઇ ઓરતનો અમલ તારા ઘરમાં થાય તે હું દેખી શકવાની શક્તિ ધરાવતી નથી, કારણ કે ઓરતોમાં ઇર્ષાનો અંશ વિશેષ હોય છે, માટે હું તને વખતસર ચેતવવાની મારી ફરજ સમજું છું !" જ્યારે નાપાક-ફરેબબાઝ ઓરત હસીનાએ ફુસલાવીને જૂઠી વાત કીધી, ત્યારે આબિદાએ ઘણીજ આજીજી સાથ કહ્યું કે

"આ બાબતનો તું કંઇ ઉપાય કર !" હસીનાએ પણ આ બાબતને ટેકો આપ્યો કે. " અલબત્તા, કાંઇ ઉપાયતો અવશ્ય યોજવો જોઇએ ! કારણકે, મારૂં દિલ તારા માટે બહુજ બળે છે ! !" એમ કહી તેણે પોતાનાં ગજવામાં થી એક તેઝ ધારનો અસ્તરો ( Razor ) કાઢયો અને તે આબિદાના હાથમાં આપતાં કહ્યું કે, " જે વખતે તારો શવહર ભર નિંદ્રામાં સુતો હોય તે વેળાએ તેનાં ગળાં ઉપરનાં વાળો કાપી લાવજે, જેથી હું તે પર મંત્ર પઢી ફુંક મારીશ કે તારો મર્દ ફરીવાર પેલી નવી આવનારી ઓરત પર નજર વટિક કરે નહિ ! !"

આવી જૂઠી ફરેબની વાત કરીને હસીનાએ આબિદાને અસતરો આપ્યો જેમ કરવાને આબિદા કબુલ થઇ ! એ પછી થોડા વખતમાં હસીના બોલી કે "વ્હાલી બેટી ! તું સાવચેત રહેજે ! અને તારૂં કામ ખલાસ કરજે ! હું બાહેર જાઉં છું અને જોવું છું કે–તે છોકરી અને તારો મર્દ શા કામમાં પડયાં છે ! ! "

આવો ફરેબી ફાંદો તે આબિદના ગળામાં ઓળવી તે બાહેર આવી અને મસજીદ તરફ ગઇ. મસજીદમાં જઇને જોયું તો આબિદાનો મર્દ તે પરહેઝગાર ખુદાની યાદમાં મશગુલ છે. આવું જોઇને તેણે ત્યાં ઝારએઝાર રડવા માંડયું. તે જોઇ પરહેઝગારે કહ્યું કે " તું શા માટે રડે છે ? " ત્યારે હસીનાએ મકર કરીને કહ્યું કે, " હું મારે ઘેર જવાની રજા લેવા માટે તમારી હુઝુરમાં આવી છું ! " પરહેઝગારે કહ્યું કે, " તેં તો અમારી સાથે દશ દિવસો રહેવાનું વચન આપ્યું છે અને ત્રણજ દિવસમાં પાછી જાય છે તે શું ? " મકાર ઓરતે ફિતરત કરીને તેને સમજાવ્યું કે " મારાં કાનમાં ઘણીજ અજાયબ અવાઝ આવે છે, તેથી હું રહી શકતી નથી ! " પરહેઝગારે આ વાતનો અજાયબ સબબ પુછતાં હસીનાએ આગળ કહ્યું કે, " અફસોસ ? હું કઇ ઝબાનથી તે તમને બિયાન કરી શકું ? ! તારી ઓરતને મેં મારૂં દુધ પાયું છે, તે કરતાં જો એક કુતરીને પાયું હોત તો તે બેહતર હતું ! હું તેને આવી બેવફા જાણતી ન હતી ! એક બેવફા ઓરત પર તું શા માટે માયા મોહબ્બત રાખે છે ? તે હું સમજી શકતી નથી ! " આ ગુઝ બાબતનો ખુલાસો પુછતાં હસીના ફિતનાની રસીની ગાંઠ તે મર્દના ગળામાં બાંધતાં આગળ બોલી કે, " તારી ઓરત એક નવયુવાન મર્દ પર આશક થઇ છે, માટે તને જાનથી ઠાર કરવાનો તારી ઓરતે મનસુબો કીધો છે ! જો તું મારૂં કહેવું માન્ય રાખી આજની

રાત્રે તારી એક આંગળી કાપીને તેમાં નિમક ભરે અને રાત્રીના હોશિયારીથી પાસે તલવાર રાખીને સુવે કે, જેવી તારી ઓરત આવી તારી ગર્દન છરીથી કાપવા જાય તેવોજ તું ખંજર ભોંકીને મારી નાંખશે તોજ તું બચશે, નહિતર તું એક ઓરતના હાથથી નામર્દો ઠરી માર્યો જશે ! !"

પરહેઝગાર મર્દ ફરેબી ફાંસામાં આબાદ ફસાઇ પડયો અને હરામખોર હસીનાની હકીકત સાચી જાણી તે બિચારો જયાદા અજબ અને દિલગીર થયો ! અને જ્યારે રાત્રી થઇ ત્યારે તે પોતાનાં બીછાના પર જાગતોજ સુતો ! !



## પ્રકરણ ૬ ઠું.



### ખુને-નાહક.



જ્યારે મધરાત્રી થઇ ત્યારે આબિદા હસીનાનાં શિખવ્યા પ્રમાણે પોતાના મર્દના ગળા પરનાં વાળો કાપવા ગઇ ! આ વખતે પરહેઝગારે વિચાર કીધો કે, ખરેખર મારી ઓરત મને મારી નાંખવા આવે છે ! આમ કરતાં જ્યારે આબિદા પોતાનાં શવહર નજદીક ગઇ ત્યારે પરહેઝગારે તેનો હાથ પકડીને પોતાની ઓરતનાં ગળા પર તે તેઝદાર તલવાર ચલાવી દીધી કે તુર્તજ તેની ઓરતનું શીર ધડથી જૂદું થઇ ગયું અને રગોમાંથી લોહીની ધારાઓ વેહવા લાગી ! જ્યારે હસીનાએ જોયું કે, પરહેઝગારે પોતાની ઓરતને ઠાર કરી ત્યારે તે નાપાકે પોકાર અને શોર બકોર ઉઠાવીને બુમો મારી કે, " પરહેઝગારે પોતાની ઓરતને નાહક મારી નાંખી ! " તેથી પડોશમાંના આબિદાનાં ભાઇઓ અને સગાંવ્હાલાંઓ તે બુમ સાંભળીને તુર્તજ દોડી આવ્યાં ! ભાઇઓએ જ્યારે પોતાની બ્હેનને મુવેલી દીઠી ત્યારે તેઓએ પરહેઝગારના ટુકડે ટુકડાં કીધાં ! તે પછી થોડાં વખતમાં કોટવાલને ખબર થઇ ત્યારે તેણે પરહેઝગારનાં ઘરનો અહેવાલ પુછયો, જે વખતે હસીનાએ જૂઠી જુબાની આપી અને બોલી કે, " એ મર્દ હિસાદખોર નહિ હતો પરંતુ પરહેઝગાર હતો ! હું આ મકાનમાં મારા બિછાના પર સુતેલી હતી, તે વેળાએ મર્દ ઓરત વચ્ચે એક બીનાને બોલાચાલી અને તકરાર થતાં ઓરતે પોતાના મર્દને કહ્યું કે, " તારી પાસે માલમતા બેશુમાર છે, તે આ મસજીદની નીચે દાટી છે

અને મને હાડમારી ભોગવવા દે છે, તો હવે મારી પાસે નાણું નથી કે જેમાંથી હું ખર્ચ કરૂં ! માટે થોડુંક નાણું તે દાટેલામાંથી લાવ ! કે ખર્ચ કરવાની વિટંબણા ભોગવવી ન પડે !" આ સાંભળીને પરહેઝગાર પોતાની ઓરત પર બહુજ ગુસ્સે થયો અને તેને ગાળ દેતાં કહ્યું કે, 'તું મારી આબરૂ લીએ છે !' આટલું કહી તેણે પોતાની ઓરત પર તલવાર ચલાવીને ઠાર કીધી ! કે જેથી પોતાની પાસેનાં દાટેલાં નાણાંની કોઇને ખબર નહી થાય ! !" જ્યારે કોટવાલે આ જૂઠી જુબાની સાંભળી ત્યારે તે બોલ્યો કે, "ખરેખર ! આ ઓરત ખરૂં કહે છે ! કારણ કે શહેરનાં માણસોને ચોક્કસ ખબર હતી કે, પરહેઝગાર નાણાંવાળો છે. પરંતુ તે નાણું કયાં દાટેલું હતું તેની કોઇને ખબર નહી હતી ! !"

ત્યારબાદ કોટવાલે પોતાની સાથેનાં સિપાઇઓને પેલી મસજીદ ખોદવાનો હુકમ આપ્યો ! જ્યારે મસજીદને તમામ ખોદી નાખી પણ કાંઇ નિકળ્યું નહિ, ત્યારે લાચાર થઇને મસજીદને પાછી પુરાવી નાંખીને કોટવાલ પોતાને થાણે ગયો. આ કરતાં જ્યારે સહવાર થઇ ત્યારે પેલી નાપાકઝાદી મક્કાર ઓરતે એક શયતાનને દોઝખમાંથી બોલાવ્યો. શયતાન તે અન્ય કોઇજ નહિ પરંતુ પેલો ખોરાસાની જુવાન હતો ! જેને બોલાવી તેણે કહ્યુ કે, "માહરી તથા શયતાનની મુનશરી કર, કેમકે મકર તથા ફરેબ અને હિલા બ્હાનામાં હું તારા કરતાં સરસ અને શ્રેષ્ટ છું !" શયતાને શરમિંદા થઇને કહ્યુ કે, "જ્યાં સુધી તું બગદાદ શહેરમાં જીવતી રહેશે ત્યાં સુધી આ શયતાન બગદાદ શહેરમાં આવશે નહિ !"

## પ્રકરણ ૭ મું.

### શયતાનોની શાદી.

જ્યારે ખોરાસાની મર્દે હસીનાનાં આવા મકર અને ફરેબબાઝ ફેલ જોયાં ત્યારે તેણે તેના પર આફ્રિનનો આશિર્વાદ વરસાવ્યો અને તે એક ઓરત જાતનાં આવાં કુકર્મ કૃત્યોથી જ્યાદા અજબ અને ચકિત થયો ! જે પછી આબિદા અને તે પરહેઝગાર મર્દના જનાઝા ઉપાડીને તેઓ તેઓને ખાકમાં દફન કરી આવ્યાં. જે પછી થોડી મુદતમાં હસીનાએ

ખુરાસાની મર્દ સાથે પોતાની રાહ રસમ મુજબ નિકાહ કીધાં. ઓરત–મર્દની આ શયતાની શાદીથી હસીના યોગ્ય મુદ્દત વિત્યે ગર્ભવંતી થઇ, અને નવ માસ પુરા થયાં પછી તેણે એકીવારે ચાર પુત્રીઓને જન્મ આપ્યો બીજી વખતનાં હમેલ વેળાએ હસીનાએ ત્રણ પુત્રીઓને જન્મ આપ્યો. આ પ્રમાણે સાત પુત્રીઓને જન્મ આપ્યા પછી જ્યારે તેઓ પુખ્ત વયની થઇ ત્યારે હસીનાએ તેઓને પણ કપટ, ફરેબ, મકરબાજી અને ચોરી કરતાં શિખવી ! અને દરેકનાં નિકાહ કરી આપ્યાં તેનાં જમાઇઓ પણ ચોરી કરવા માટે જતાં હતા અને નેક ખસલતના આદમીઓના ઘર ખરાબ અને વૈરાન કરતાં હતાં. આમ કરતાં તેઓ ઘણોજ માલ હરામ ધંધાથી પેદા કરતા હતા. આ પ્રમાણે મકાર ઓરત હસીના પોતાની પુત્રીઓ અને જમાઇઓની સહાયતાથી બગદાદ શહેરમાં મકર, લુચ્ચાઇ ઢોંગાઇથી ચોરી કરી નેક અને પરહેઝગાર આદમીઓનાં ઘર ખરાબ ખાસ્તા કરતાં હતાં, ઉપરાંત મકાર ઓરત ઘણી વખતે પોતે પરહેઝગાર ઓરતનાં વેશમાં ઢોંગ ધતુરા કરી બુઝોંગ અને અમીર આદમીઓનાં ઘરમાં જતી અને ખૈરાત માંગવાને બહાને તેઓ સાથે સામેલ થઇને અંતે તેઓને પાયમાલ અને બેજાન કરતી હતી ! !

અફસોસ ! ધનાઢ્ય અબુ જાઅફરની આ હસીન અને ખૂબસુરત પુત્રી હસીના, પોતાનાં પિતાની બાદ ખોરાસાની યુવાનની ખરાબ સંગતે ચડી અને જુવાનીના ફાટેલાં જોશ અને જુસ્સાઓનાં જોમમાં જીંદગીના જોખમ ભર્યા ઊંડા ખડકો અને ખાઇઓ પરથી નીચે ઝીંપલાવી પોતાની તથા બીજાઓની જીંદગીને જોખમમાં નાંખતી ચાલી ! અને પોતાનાં મરહુમ પિતાનાં રૂહને કબરની અંદર કમકમાવવા લાગી ! !



## પ્રકરણ ૮ મું.



### શિકાર.



એક દિવસે હસીના—કે જેને હવે આપણે મકાર ઓરતનાં નામથી ઓળખીશું—તે પોતાનાં મકાનથી બાહેર નિકળી હતી અને મોહલ્લાઓની આસપાસ ટેલતી ફરતી હતી, એવામાં એક આલિશાન

મહેલ જેવું મકાન તેની દૃષ્ટિએ પડ્યું. આ મકાન ઉપર ઉભા પરદાઓ ખેંચેલા હતા અને રંગ બેરંગી બિછાનાઓ ખુશનુમાઇ અને ખુબીથી બિછાવેલાં હતાં, જે પર કેટલાંક ખિદમતગારો સુતેલાં હતા. મકાર ઓરતે આ વેળાએ એક પરહેઝગાર સ્ત્રીને લાયકનો પોષાક પહેર્યો હતો અને ગર્દનમાં તસ્બી નાંખેલી હતી. આવા લિબાસથી સજ્જ થઇને જ્યારે તેણે તે ભવ્ય મેહલમાં પ્રવેશ કીધો, ત્યારે તે ભવ્ય મકાનની વિશાળ રચના જોઇને ખુબ ખુશી થઇ. કારણ કે, તે સુંદર ઇમારત અચ્છી રવેસે આરાસ્તા કીધેલી હતી અને ગોયા બાદશાહને લાયકનો તે એક વિશાળ મહેલ નઝરે આવતો હતો. તે ભવ્ય અને સુંદર ઇમારતનો વચ્ચેનો ભાગ માથાંથી તે પગસુધી નરદમ સુફેદ દૂધ જેવાં લિસ્સા આરસપહાણથી જડેલો હતો, જેની પર અદ્દભૂત કારિગીરીનું કોતરકામ કરેલું હતું, આ વિશાળ અને ચોતરફથી લગભગ ખુલ્લાં અને હવા પ્રકાશવાળા વચ્ચેનાં હોલમાં એક તખ્ત મુકેલું હતું, જે પર એક નવ યોવના બેઠેલી નઝરે આવતી હતી. તેનો ચેહરો ગોયા આફ્તાબ મીશાલ ચળકતો હતો. આ નાઝનીને રંગબેરંગી ઝરીયાન અને મખમલી પોષાકથી પોતાનાં નાઝુક બદનને નાટકી ઢબે શણગાર્યું હતું અને રૂમ તથા ખુનન શેહરની કેટલીક બાંદીઓ તેનો પડતો બોલ ઉંચકી લેવાને આગળ પાછળ હાઝેર હતી! મકાર ઓરતે તેની પાસે જઇ સલામ કીધી, તેથી તે નાઝુક નાઝનીનની નઝર તેનાં પર ગઇ! અને મકાર ઓરતને તાઝીમ કરીને પોતાનાં હાથની ઇસારતથી પોતા પાસે બેસાડી? આ વખતે મકાર ઓરતે ગમગીન અવાઝે કુરઆંને શરીફ એવાંતો સરસ અને લતીફ અવાઝે પઢવા લાગી કે, તે સાંભળીને સર્વે કોઇ રડવા લાગ્યાં! તેથી તે યુવાન બાળાએ મકાર ઓરતને ઘણી ઇઝતની સાથ પોતાની નઝદીક બેસાડી. જ્યારે આ પ્રમાણે વખત પસાર થયો અને બીજાં સર્વે માણસો વિખરાઇ ગયાં ત્યારે તે મકાર ઓરતે મકરનું રડવું શરૂ કીધું! તે જોઇ તે નવયૌવના બોલી કે, "એ માદર! તમને રડવું શા માટે આવે છે? તમારી જે મકસદ હોય તે જણાવો કે તે પ્રમાણે હું અમલ કરૂં!" આ સાંભળીને મકાર ઓરત ફરેબ કરી કહેવા લાગી કે, "બેટી! તું મને ઓળખતી નથી, કારણકે જે વખતે હું આ જગોથી ગઇ હતી ત્યારે તું નાની બાળક હતી. હું હજ કરવાને મક્કે ગઇ હતી અને કેટલાંક વર્ષ સુધી તે જગોએ ખુદાની ખિદમતમાં રહી હતી, પરંતુ આ વર્ષે એક હજના કાફલા સાથે હું અત્રે

આવી છું! તારે જાણવું જોઇએ કે,-જયારે તારી માતા આ જેહાનથી ચાલતી થઇ ત્યારે તેની જગો હું ખાલી દેખી શક્તી નહિ તેથી એક વાર તને મળવાને હું હજથી પાછી આવી છું, કારણકે તારામાં તારી માતાનો આબે-હુબ ચેહરો કોતરાઇ રહ્યો છે!" જયારે ભોળી પરંતુ ભલી બાળાએ પોતાની માતાનું નામ સાંભળ્યું ત્યારે સ્વભાવિક રીતે તેને રડવું આવ્યું, જેથી તેણે ઘણીવાર સુધી રૂદન કીધું, તેની સાથે મકાર ઓરત પણ ઝાર બેઝાર રડવા લાગી! અને.કહેવા લાગી કે, "જે દિવસથી તારા માતાના પગમાં અજલનો કાંટો લાગ્યો. અર્થાત્ જે દહાડેથી તારી માતા આ ફાની દુનિયા છોડી ગઇ, તે દિવસે દુનિયા મારા શીર પર પણ મોતની તલવાર મારીને મને પણ તારી માતા સાથે આ દુનિયામાંથી હાંકી કાઢત તો તે બેહતર હતું!"

જયારે મકાર ઓરત અને તે યોવના રડવાથી ફારેગ થયાં, ત્યારે મકાર ઓરતે તેને કહ્યું કે, "હું તારી અસલી દાઇ છઉં, પરંતુ કેટલીક મુદત થયાં હજ પઢવા ગએલ હોવાથી તારી પાસે આવી શકી ન હતી તો તે માટે હું તારી તકસીરવાર છું, હું હમણાં પાછી ફરી છું, તેથી તે તક-સીરની મુઆફી માગુ છું!" આ સાંભળીને તે નાંઝનીન કહેવા લાગી કે-, "પ્યારી અમ્મા! હું તમોને ખુશીની સાથે માફી આપુંછું, જયારે તમો હજ કરવા ગયા હતા ત્યારે હું બાળક હતી! હવે તમે મારી માતા મિસાલ છો, માટે મારાથી હવે કોઇ પણ પ્રકારની જૂદાઇ જાણશો નહિ!!"

જયારે ફીતરતી ઓરતે જોયું કે, શિકાર બરોબર હાથમાં આવતો જાય છે, ત્યારે તેનાં પર ફરેબી ફાંદાની જાળ બિછાવતાં તે બોલી કે, "મારાં પ્યારાં ફરઝંદ! મને તારાં દિદારની ખાહેશ હતી, નહિતર હું તો એક આધેડ ઓરત છું, અને આ જગની જંજાળમાં જકડાવાની હવે મને ઓછી ઉમેદ છે, કારણ કે ગર્દીશનું ચક્કર કોઇ પર સ્થાઇ કે સ્થિર નથી! આ ટુંક આયુષ્ય સારૂં જગત હઝારો ફરેબ અને ફંદ કરતુ ફરે છે!! બેટી! જો તું મારી સાથે એકાંત કર તો હું એક હાજત માગું છું!!"

જે પછી તે નાંઝનીન તથા નાપાકઝાદી ઓરત એકાંતમાં બેઠાં ત્યારે મકાર ઓરતે ફરેબ કરીને કહ્યું કે, "અય મારાં જીવ! તું જાણે છે કે, મોંએ માંગ્યા કરતાં મોત આવે તો બહેતર છે, કારણ કે મેં પગે ચાલીને કેટલીક હજ કીધી છે! અને ઘણા વર્ષો સુધી તે પુણ્યનાં કામમાં મશ્ગુલ રહી હતી, એટલા માટે માંગવા કરતાં તેજ શ્રેષ્ઠ છે કે-જમીન ફાટી જાય અને હું તેમાં ગર્ક થઇ જાઉં! અથવા તો મારી આ ઝબાન મુંગી હવે તો

બહેતર હતું કે-હું તારી પાસે આવી હાજત માંગવાને જીવતી નહિ હત!"

આવાં મકર કરીને તે પાછી ઝારએઝાર રડી અને તે નવયૌવનાને કહ્યું કે-"અય નાંઝનીન! હું આ શબ્દો તારા માટે કહું છું કે-તારી યુવાની પર મને માયા-મોહબ્બત ઘણી આવે છે! મારો એક યુવાન પુત્ર તારા પર ખરાં દિલથી આશક થયો છે, તે તારાં ઇશ્કમાં ગુજરી જશે તો તેના ખુને-નાહકનો બદલો ખુદાએતઆલા તારી પાસેથી લેશે. માટે તું તારો સ્વરૂપવાન ચેહરો તેને દેખાડે તો તેને મોતનાં પંઝામાંથી છોડાવ્યા બરોબર ગણાશે! કારણ કે આ બાબતમાં તને કંઇ નુકશાન થનાર નથી, પરંતુ ઓર ખુદા તારી દિલની મુરાદને પુરી પાડશે!"

નહિ વકી રાખેલી આવી વિચિત્ર પ્રકારની બાબત સાંભળીને તે નાંઝનીને કહ્યું કે, "તું મારી મા છું! પરંતુ કોઇ પરાયા મનુષ્યે મને જોઇ નથી, તો તમારા પુત્રને હું કયાંથી નઝરે ચડી આવી?" મકાર ઓરતે જવાબ આપ્યો કે, "એક દિવસ તું હમામખાના (Bath-House) માં ગઇ હતી અને ત્યાં આગળ બુરખો ઊંચો કીધો હતો ત્યારે મારાં પુત્રની દૃષ્ટિ તારાં પર પડી હતી! ત્યારથી તેણે પોતાનું દીલ તારી મોહબ્બતમાં બરબાદ કીધું છે" આ પ્રમાણે જૂઠ અને ફરેબી-જાળ પ્રસારી તે પાછી ચોધાર આંસુએ રડવા લાગી ત્યારે તે નવયૌવનાનું દિલ તેને માટે બળ્યું અને કહ્યું કે, "તું કંઇપણ અફસોસ ન કર, તારી જે કંઇ મુરાદ હશે તે હું પુરી પાડીશ, પરંતુ તે એવી શરતે કે-આ ભેદ તારે કોઇની પાસે જાહેર કરવો નહિ!" આ સાંભળીને મકાર ઓરતે તે નાંઝનીનને દુવા દેવા અને આફ્રિન કરવા લાગી! જે પછી તે નાંઝનીને પોતાની વિશ્વાસુ નેકબખ્ત દાઇને બોલાવીને અશરફીઓની પેટી મંગાવી, જેમાંથી સો અશરફીઓ કાઢીને મકાર ઓરતને આપી! ત્યારે તે નહિ લેવાનો ઢોંગ કરવા લાગી ત્યારે તે નવયૌવનાએ તેને આગ્રહઃ પૂર્વક કહ્યું કે, "એ અશરફીઓ તું બેલાશક લે, કારણ કે તારી મેહનત અને સેવા ચાકરીનો બદલો છે!" આગ્રહથી આધિન થઇને મકાર ઓરતે અશરફીઓનો સ્વિકાર કરી લીધો!



# પ્રકરણ ૯ મું.



## શરાફ.



જે પછી તે નવ યુવાન નાંઝનીને ઝરીયાન તથા મખમલી પોષાક અને ઝગઝગતા ઝવાહેરોની ઠાઠમાઠથી પોતાના નાઝુક બદનને શણગાર્યું અને પોતાની દાઇને કહ્યું કે, "મારાં પિતા માતા અથવા બીજાઓ જો મારાં માટે પુછપરછ કરે તો કહેવું કે—હમામખાનામાં ગઈ છે!" આ પ્રમાણે પોતાની વિશ્વાસુ દાઇને પુરતો પાઠ ભણાવીને તે મકાર ઓરતની સાથે બાહેર નીકલી. આ વખતે મકાર ઓરત કાંઇ પણ ફરેબ શોધી કાઢવાનાં વિચારમાં હતી, જેમ કરતાં બન્ને ચાલતાં ચલાવતાં શરાફ બઝાર ગયા ત્યારે મકાર ઓરતે નિગાહ કરી જોયું તો એક શખશ ખુબસુરત ચેહરાનો, કસ્તુરી જેવાં બાલનો અને સરોનાં ઝાડ મિસાલ સિધા કદનો બેઠેલો હતો. તેનાં ગાલો લાલ ગુલાબ જેવા ગુલાબી અને રતાસ પડતા હતા અને કેટલાંએક ગુલામો તે શરાફની આસપાસ ઉભેલાં હતાં. ઝરીયાન તકિયાને અઢેલીને શરાફ હુકો ગગડાવતો હતો! મકાર ઓરત હસીનાએ હસ્તા ચેહરે આ શિકાર પર ફરેબી જાળ બિછાવવાનો વિચાર કર્યો તેથી તેણે સાથે આવેલી પેલી નાંઝનીનને કહ્યું કે, એ શરાફ મારો પુત્ર થાય છે! તું એક ઘડી અહિંઆ ઉભી રહે. હું તેને તેની માઅશુકની ખબર કરૂં!" એમ કહી તે નવયૌવનાને ત્યાંજ ઉભી રાખી તે શરાફ આગળ ગઇ અને સલામ કીધી ત્યારે તે યુવાને (શરાફે) પણ તાઅઝીમ કીધી અને માન ઇઝતની સાથે બેસાડયા પછી પુછ્યું કે, "એ બાઇ! તું શું મતલબ રાખે છે?" આ સવાલથી મકાર ઓરત ત્યાં પણ ઢોંગ કરી ખુબ રડવા લાગી અને શરાફને કહેવા લાગી કે, "અય જુવાન! તારી પાસે એક હાઝતની હું ઉમેદવાર છું! તું જો કે, પેલી ઉભેલી સ્વરૂપવાન સુંદરી મારી પુત્રી થાય છે! અને સમગ્ર બગદાદ શહેરમાં એ પુત્રીની બરોબર કોઇ ખુબસુરતી ધરાવતું નથી! ઘણાં માણુસો એ પુત્રી પર મરી ફીટે છે, પરંતુ એ પુત્રી કોઈને કબુલ કરતી નથી! પરંતુ તેણે તને એક જગોએ જોએલ છે, તેથી તે તારા પર હઝાર જાનથી કુરબાન છે, અને તારા પર ખરાં દિલથી આ-

શક છે, રાત દહાડો તારા પ્રેમમાંજ સ્નેહાળ લાગણીનાં જોશ અને જોમમાં તે જળી-બળી રહી છે, તેથી મને ભય છે કે, કદાચિત તે પોતાના આશકને મેળવવાની ઉમેદમાં તૂટેલે હૃદયે મરી જાય ! એ માટે હું લાચાર થઇ ને તારી સેવામાં હાજર થઇ છું કે, તું તેને જુવે જેથી તે તારાં વિયોગી-વિરહમાં મરતી બચે ! અફસોસ કે તેનું મરવું તે મને આફત સમાન છે, કારણ કે મને તેનાં સિવાય કોઈ ફરઝંદ નથી ! તેણે તને સંદેશો કહાવ્યો છે કેઃ—

" પ્રેમ રેલમાં હું ડૂબી, પ્રેમ વિના નહિ ચેન;
પ્રેમની મુજ નેમમાં, સહાય કરો નહિ કેમ ? ! "

આ પ્રમાણે શરાફને ફરેબી ફાંદામાં લઇને તે ઝારબેઝાર રડવા લાગી ત્યારે શરાફે તેને બેફિકર રહેવાનું કહી ધિરજ આપતાં કહ્યું કે, " હું તમારાં બન્નેના ગમને દૂર કરીશ ! " આ પછી શરાફે તમામ નાણું કોથળીઓમાં ભરી લેવાનો પોતાનાં ગુલામોને હુકમ કીધો ! જ્યારે તમામ રોકડ કોથળીઓમાં ભરાઇ રહી ત્યારે શરાફે એકસો દિનાર પોતાપાસે રાખીને બાકીની કોથળીઓ પેટીમાં મુકી અને પેટીને તાળું વાસીને મકાર ઓરત સાથે માઅશકી મોહબ્બત માટે ચાલી નિકળ્યો !

## પ્રકરણ ૧૦ મું.

### ધોબી.

નાણાવટી તથા તે નાંઝનીન બન્ને મકાર ઓરતની પાછળ ચાલતા હતા. થોડે દૂર પહોંચ્યા પછી તે બદકાર ઓરત એક ધોબીના ઘર આગળ થોભી એક અશરફી બાહેર કાઢી તેના હાથમાં સેરવતાં તે સફાઇથી બોલી કે, " અમો તારી દૂકાનની કોટડીમાં જરા આશાયેશ લેવા માંગીએ છીએ, કારણ કે તાપ ઘણો સખ્ત પડે છે અને અમારૂં મકાન બહુ દૂર હોવાથી અમો અત્યારે ત્યાં આગળ જઇ શકતા નથી ! " પેલા શરાફ સામે નજર કરતાં તેણે આગળ કહ્યું કે, " એ જુવાન મારો જમાઇ છે, અને પેલી નવ યુવાન નાંઝનીન મારી પુત્રી છે ! " મકાર ઓરતે આ પ્રમાણે પોતાના

સાથીઓની ઓળખ આપી ત્યારે પેલા ધોબીએ કહ્યું કે "તમો ઘણી ખુશાથી આ ગરીબને ઘેર તશરીફ ફરમાવો, આ મકાન તથા દુકાન તમારીજ છે !" તે પછી મકાર ઓરત, નાણાવટી અને તે નાંઝનીન ધોબીનાં ઘરની જાળીમાં ગઇ અને તે બન્નેને ત્યાં બેસાડી પોતે નીચે આવી અને ધોબીની આગળ બેઠી ! જેમ કરતાં ધોબી તથા બદખ્વાહ ઓરત એક બીજાની સાથે વાતચીતમાં પડયાં, જ્યારે આ પ્રમાણે થોડો વખત પસાર થયો ત્યારે મકાર ઓરતે ધોબીને કહ્યું કે, "મારૂં મકાન ઘણું દૂર હોવાથી અને ત્યાં ઘેર જવાની મારામાં શક્તિ નહિ હોવાથી હું અહિંયા નમાઝમાં મશગુલ થાઉંછું !" આવાં મકર કરીને તે નમાઝ પડવા ઉભી થઇ અને જ્યારે નમાઝથી ફારેગ થઇ ત્યારે ધોબીએ તેનો વધારે એહવાલ પુછયો ત્યારે તે બોલી કે, "એ ઉસ્તાદ ! તું જાણે છે કે, મારી પુત્રીની કમબખ્તીથી મને રડવું આવે છે, કેમકે આવી ખૂબસુરત અને હસીન હુર મિસાલ તેને જોવા છતાં પણ એ યુવાન—મારો જમાઇ—તેને ચાહતો ન હતો અને કાઢી મુકતો હતો તેથી અમો હમણાં કાજીને ત્યાં ઇનસાફ કરાવવા ગયાં હતાં, જ્યાં તેણે બન્ને વચ્ચે સલ્લાહ કરાવી દીધી છે ! મારાં સારા ભાગ્યે જો મારી પુત્રી તારી પરણેતર થતે તો બેહતર હતું, કારણ કે તું એક ફીસ્બી મર્દ છે ) મને ખુદાએતઆલાએ ઘણું નાણું નવાઝેશ કીધું છે, અને પુત્રી સિવાય મારે બીજી કોઇ સંતતિ ન હોવાથી મારૂં દિલ તેના માટે બળ્યાં કરે છે !" આવો ફરેબ કરીને તે ચોધાર આંસુએ રડવા લાગી !

જે વખતે તે નાંઝનીન શરાફની સાથે ધોબીના મકાનની જાળીમાં ગઇ હતી, તે વખતે ધોબીએ તેને જોઇ હતી તેથી ધોબીએ પોતાનું દિલ હાથથી ખોયું હતું ! અર્થાત તે બસરોચશ્મ તેનો આશેક થઇ ગયો હતો! તેથી તેણે મકાર ઓરતને કહ્યું કે, "ઓ માદર ! તું એમ કર કે—તારી પુત્રીને તે યુવાન મર્દની પાસેથી પાછી લઇ લે અને મને સ્વાધિન કર તો હું તેને સઘળા રંજ અને મુસીબતમાંથી મુક્ત કરૂં ! એ નાંઝનીનને હું પોતાની ઓરત બનાવીને રોજની એક અશરફી કમાઉછું તે હું તારી પુત્રીને આપું કદાચ તું કહેતો ગુલામીનું ખત પણ લખી આપું !!"

આ સાંભળીને મકાર ઓરતે કહ્યું કે, "ખુદાએતઆલા તારી ઉમેદને બર લાવશે!"

ત્યાર પછી મકાર ઓરત તે મકાનની જાળીમાં ગઇ અને જોયું તો તે

શરાફ અને તે નવયૌવના બન્ને એક બીજાનાં હાથો એક એકની ગરદન ઉપર એવાં તો લગાડેલાં હતાં અને તેઓ એવાંતો હળીમળી ગએલાં નઝરે આવ્યાં કે-ગોયા એકસો વર્ષના આશુક-માશુક હોય! જ્યારે મકાર ઓરત તે બન્નેની નઝદીક ગઇ ત્યારે તે બન્ને બહુ શરમિંદા થયાં અને જલદીથી ઉઠીને ઉભાં થયાં. પરશેવો તેઓનાં શરીરથી જારી થયો ત્યારે તેણે તેઓને કહ્યું કે, "માહરના જીવો! માહરેથી તમો કાંઇ પણ શરમ ન કરો! તમારાં શરીરથી પરશેવો જારી થએલો હોવાથી તમારાં શરીર પરનાં કપડાં તથા ઝરીયાંન ખરાબ ન થાય તે માટે મને ઉતારીને આપો કે-હું તેની નિગાહ રાખું!!" આ પરથી તેઓએ શરીર પરનાં ભારે કિંમતનાં ઝરીયાંન અને કપડાં ઉતારીને તેને આપ્યાં ત્યારે મકાર ઓરતે તે સઘળું પેલી નાંઝનીનની ચાદરમાં બાંધ્યું અને પોતે નીચે આવીને ધોબીને એક અશરફી આપતાં કહ્યું કે, "અમો તમારાં મેહમાનો છીએ! અને મેહમાનોની ઇઝત આબરૂ રાખવી જોઇએ! જો કે આમ કરતાં તને કેટલીક મેહનત પડશે, પરંતુ એ સિવાય ઉપાય નથી માટે તું બઝારમાં જા અને કાંઇક ખાવાનું ખરિદી લાવ કે, તું પણ તે નવયૌવના સાથે બેસીને ખા. કે વખતે તે તારી મોહબ્બતમાં પડે અને તું બળાપાથી નિરાળો અને નવરો થઇ બેસ!!"

## પ્રકરણ ૧૧ મું

### શારવાંન.

બિચારો ધોબી લોભ-લાલચનો માર્યો જલદી ઉઠયો અને બઝાર તરફ રવાના થયો. હવે જ્યારે મકાર ઓરતે ધોબીનું તમામ મકાન ખાલી જોયું. ત્યારે તેણે એક પેહલવાન મર્દનાં જેવો પોષાક સજયો, અને તે ધોબીની દુકાનમાં ધોવા માટે આવેલા સર્વે કપડાં લત્તા, સર સામાન અને પેલા શરાફ અને નાંઝનીનનું સર્વે જરીયાન તથા ઝવેરાત વીગેરે બાંધીને તૈયાર થઇ ગઇ! તેવામાં એક સારવાન ઊંટ પર સ્વાર થઇને આવ્યો ત્યારે મકાર ઓરતે તેને કહ્યું, "એ ઊંટ મને ભાડે આપ અને તારૂં જે ભાડું થાય તે લે, કારણ કે, મારી પાસે ઘણો બોજો છે. ને મારે દૂર લઇ જવાનો છે, માટે તું ઊંટ ભાડે આપે તો ને સર્વે મુકીને પાછો

આવું ! ! " આમ કહીને તેણે એક અશરફી તેનાં હાથમાં આપી, તે શારવાને સ્વિકારી પોતે ઊંટ પરથી ઉતર્યો ! જે પછી મકાર ઓરતે તમામ સામાન ઊંટ પર મુકયો અને તંગ ખેંચી ધોબીના ઘરનો દરવાજો બંધ કીધો અને તાળુ મારી તેની કુંચી પેલાં શારવાનનાં હાથમાં આપતાં કહ્યું કે, "આ મકાન પર તું રહેજે, કારણ કે હું આ ભારને મારા મકાન પર મુકીને પાછો આવું ! " આ પ્રમાણે એક મર્દના લિબાસમાં તેને ફરેબ આપી મકાર ઓરતે શારવાનને ત્યાં બેસાડયો અને પોતે ઊંટ પેંર સ્વાર થઇને ત્વરાથી પોતાના મકાન તરફ કુચ કરી ગઇ. ઘેર પહોંચ્યા પછી ઊંટને પણ પોતાના મકાનમાં ઘાલ્યું અને સર્વે સામાન તથા મીલકત તે ઊંટ પરથી ઉતારીને પોતાના ખજાનામાં દાખલ કર્યો અને ખુશાલ જીગરે બેપરવાઇથી પોતાના મકાનમાં ઐશોઆરામ કરવા લાગી ! !

હવે જ્યારે પેલી તરફ કેટલોક વખત ગુજરી ગયો ત્યારે પેલી નાંઝનીન તથા શરાફ ઐશઆરામથી ફારેગ થયા ત્યારે શરાફે પેલી નવયૌવનાને કહ્યું કે, " અય ખુબસુરત નાંઝનીન ! તને મારી સાથે છુપી દોસ્તી છે તો તારે કાંઇ પણ જરીયાન, સુન્નુ અને ઝવેરાત વીગેરે જોઇએ તો તારી માતાને મારે ત્યાં મોકલજે કે તારા માટે ખરીદ કરી મોકલાવું ! ! " આવું સાંભળીને તે નાંઝનીન બહુ આશ્ચર્ય પામતાં બોલી કે, " એ મર્દ ! તું એવું બદગુમાન મારા માટે કેમ લઇ જાય છે ? તે ઓરત કાંઇ મારી માતા નથી, પરંતુ તે તો તારી પોતાનીજ માતા છે ! ! " શરાફ પણ આ જવાબથી જ્યાદા અજબ થયો અને કહ્યું કે, " પાક પરવરદીગારના સોગંદ છે કે, તેણે હમણાજ મારી પાસે આવીને કહ્યું, ' એ મારી પુત્રી છે, અને કેટલીક મુદત થયાં તારા પર આશક પડી છે માટે આશા રાખું છું કે, તું તેની મુરાદ પુરી પાડે ! ' આ પ્રમાણે તારી માતાએ મને કહ્યું તેથી હું તારી સાથે આવ્યો ! " આ સાંભળીને તે નાંઝનીન પણ ગભરાઇને સોગંદ ખાતા બોલી કે, " એ દગાબાજ ઓરત પ્રથમ મારાં ઘેર આવી અને મને કહ્યું કે, ' મારો એક પુત્ર છે, તેણે તને કેટલીક વખત જોઇ છે, તેથી તારા પર આશક થયો છે, તેથી તું તેની મુરાદ પુરી નહિ પાડશે તો તે માર્યો જશે અને તેનો ગુનાહ તારા શીર પર રહેશે ! ' આમ કહીને તે રડી પડવાથી મારૂં દિલ તેને માટે બળ્યું અને તેથી તે બદજાત ઓરત પર મને ઘણી રહેમ આવી અને તેની વાત સાચી માનીને હું તેની સાથ ચાલી નીકળી ! ! "

તેઓ એક બીજાનાં આ ખુલાસા સાંભળીને ઘણાં હેરાન અને આશ્ચર્ય થયાં અને બોલ્યા કે, 'આપણે નીચે જઇએ અને તે ઓરતને પુછી જોઇએ' તેથી તેઓએ નીચે આવીને જોયું તો ત્યાં કોઇ પણ હતું નહીં ! અને મકાનનો દરવાજો બાહેરથી બંધ થયેલો જોયો ત્યારે તે શરાફ અને તે નાંઝનીને જાણ્યું કે, તે દગલબાજ ઓરતે આપણને આબાદ ઠગ્યાં છે !!

ધોબી પણ થોડાં વખતમાં બઝારથી આવી લાગ્યો અને જોયું તો પોતાની દૂકાન બંધ છે, અને તાળાની કુંચી એક શારવાનનાં હાથમાં છે, આવું જોઇને તેણે તેને પુછયું કે—"આ કુંચી તને કોણે આપી?"

શારવાંન—દુકાનના માલિકે મને કુંચી આપી છે, અને મારો ઊંટ ભાડે રાખીને દુકાન પરનો અસબાબ લાદીને પોતાને ઘેર ગયો છે ! તે હમણાં આવી પુગશે ! !

જ્યારે ધોબીએ આ વિચિત્ર પ્રકારની બાબત સાંભળી ત્યારે તે પામી ગયો કે—આ કારસ્તાન પેલી ચંડાળ ઓરતનાંજ હોવા જોઇએ ! તેથી શારવાંનની વાત સાંભળીને તેણે ગુસ્સામાં શારવાંનની ગરદન પર એક મુક્કી લગાવી ત્યારે શારવાંને પણ ધોબીને તેવીજ રીતે મેથીપાક જમાડયો ! તેઓ એક બીજાં મારામારી અને કુસ્તી કરતાં એક બીજાંને વળગી પડયાં, તેમાં ધોબીની ગરદન શારવાંનનાં હાથમાં અને શારવાંનની દાઢી ધોબીનાં હાથમાં એમ અન્યોઅન્ય માંહોમાંહે ખૂબ મરાતા હતા !

પેલી તરફ શરાફ અને તે નવયૌવના પણ આપસમાં ઝગડો કરતાં હતાં ! શરાફ તે નાંઝનીને એવું કહેવા લાગ્યો કે, "તારી માતા મારાં કપડાં તથા પાંચ હઝાર દિનાર લઇ ગઇ !" ત્યારે તે પણ કહેવા લાગી કે, "એ મારી માતા શેની ? એ તો તારી માતા છે ! ! તે મારાં સઘળાં ઝરીયાન કપડાં તથા હિરા મોતીનાં ઝવાહેરો લઈ ગઇ છે !" આ પ્રમાણે તેઓ પોતપોતાની લડાઇ અને તાનાઝનીમાં મશગુલ હતાં તેવામાં ધોબીએ પોતાનાં મકાન તથા દુકાનનો દરવાજો ખોલ્યો ત્યારે તે નાંઝનીન તથા શરાફ બહાર નિકળ્યાં ! !

જ્યારે આ ચાર જણાનો અહેવાલ બગદાદ શહેરના કોટવાલને પહોંચ્યો ત્યારે તે તેઓ સર્વને ખલિફા સમક્ષ લઇ ગયો, તે વખતે તેઓએ પોતાનો સઘળો બનેલો હેવાલ બાદશાહને જણાવ્યો. તે પરથી ખલિફાને પેલી પરી પયકર સુંદરીપર દયા આવી તેથી તેને આબરૂ ઇજ્જ-

તની સાથે તેને મકાને મોકલી ! જે પછી ખલિફાએ તે શરાફ, ધોબી અને શારવાંનને મકાર ઓરતની શોધમાં મોકલ્યાં, જેઓ તે બદકાર નાપાક ઓરતની શોધમાં તેને પકડી પાડવાને પાછળ લાગ્યાં ! !

## પ્રકરણ ૧૨ મું.

### ગુલામો બન્યાં !

આ બદઝાત ઓરતની નિમકહરામી અને બદફેલ જ્યારે સારી દુનિઆમાં રોશન થઇ ચુકયાં અને તે ત્રણુ જણાંઓ તે મકાર ઓરતની શોધમાં ભટકયા કરતા હતા, તેવામાં એક દિવસે તે મકાર ઓરત પોતાનાં મકાનથી બાહેર નિકળી અને પોતાનાં હમેશનાં રિવાજ મુજબ કોઇ સફર શિકારને પોતાનાં પંજામાં સપડાવવાનો વિચાર કરતી નાજુક અને ચપળ ચાલથી ચાલી જતી હતી તેવામાં પેલી તરફથી પેલો શરાફ, ધોબી અને શારવાંન એ ત્રણે ફરતાં ફરતાં એકાએક તેની નજદીક આવી પહોંચ્યા, અને તેને ઓળખી કે તુર્તજ પકડી લીધી અને કહ્યું કે, “ અય લઅનતી બદકાર ! હવે તું અમારા હાથોમાંથી સહિસલામત કેમ છટકી શકશે ? એક વર્ષ થયાં અમો તારી શોધમાં ફરીએ છીએ !”

મકાર ઓરતે ઢોંગ કરીને કહ્યું કે, “ એ જુવાન મર્દો ! તમો મારા પર એવું જૂઠું બોહતાન શા માટે મૂકો છો ? મારી ઇર્ષા કરીને કોઇએ તમારી પાસે જૂઠું ભરાવ્યું છે, તે સરાસર ગલત છે ! હું એક અશક્ત, પરદેશી બુઢિઆ છું અને થોડાં રોજ થયાં હજથી આવેલ છું ! તેથી તમો ખુદાએતઆલાથી પણ નથી ડરતાં તે સારૂં નથી ! ”

આવાં પ્રકારનાં મકર કરીને તેણે બુલંદ અવાજે પોકાર ઉઠાવ્યો, તે પોકારથી ઘણું લોક એકઠું થઇ ગયું અને તે સર્વેએ ચાહ્યું કે તે ઓરતને છોડવે ! ભોળા અને ભલા લોકોની આ વલણુ જોઇને તેઓએ તેને છોડી મુકવાની ના કહી અને બોલ્યાં કે, “ તમો એ મકાર ઓરતને છોડાવશો તો તમો ઓર ખલિફાનાં ગુનેહગાર થશો; કેમકે એ બદજાત ઓરત પાછળ અમો એક વર્ષ થયાં હેરાન પરેશાન થઇએ છીએ. તેને

આજે અમારા ફાંદામાં ફસી છે, તો તેને હવે કદી છોડવી જોઇએ નહીં !"

આ ઉપરથી સર્વે વીખેરાઇ ગયા, ત્યારે તે ત્રણેએ તે ફીતરતી ઓરતને આગળ કરીને પાછળ ચાલતા થયાં, અને મકાર ઓરતનાં કપડાં ફાડી તેનું સર ખુલ્લું કીધું ! આ કરતાં તેઓ સઘળાં ખલિફાની ખિદમતમાં હાજર થયાં.

આ વખતે ઉનાળાનાં દિવસો ચાલતા હતા, અને તાપ ઘણોજ સખત પડતો હતો તેથી પૃથ્વી ધગધગી રહી ગરમ હવા–લુ આખા શહેરમાં ચાલુ હોવાથી ખલિફો પોતાનાં વિશાળ મહેલના શયનગૃહમાં નિદ્રા લેતો હતો તેથી ઇન્સાફ મેળવવા આવેલાં તે ત્રણે આદમીઓ બાદશાહ જાગે ત્યાં સુધી તેનાં દરવાજા આગળ જઇને બેઠાં. આ વખતે મકાર ઓરત મહેલની એક પરદેદાર સ્ત્રી પાસે બેઠી હતી અને હાથમાં તસ્બી લઇ તેનાં પારાઓ ખુદાની ઢોંગી યાદમાં ચપળતાથી ફેરવ્યાં કરતી હતી. મકાર ઓરતનો તસ્બી પઢવાનો આ અવાઝ પેલી પરદેદાર ઓરતને ઘણોજ શીરીન અને સુંદર લાગ્યો તેથી તે ખુશ થઇને ! તેને એમજ ભાસ્યું કે આસમાનમાંથી કોઇ ફિરેસ્તો જમીન પર ઉતરી આવી ખુદાની યાદમાં મશગુલ હોયની ! મકાર ઓરતે પોતા પાસેનું કેટલુંક નાણું પેલી પરદેદાર ઓરતને આપ્યું જેમ કરતાં તેણે તેની પાસે માંગી લીધું કે મને દરવાજાની અંદર જવાની રજા આપ. કારણ કે મારો ( બપોર ) ઝોહરની નિમાજનો વખત થઈ ગયો છે ! પરદેદાર મકાર ઓરતે આપેલું નાણું છુપી રીતે પોતાના ગજવામાં સેરવી દીધું અને તેને અંદર જવાની પરવાનગી આપી ! આ જોઇને પેલાં ત્રણેએ ફરિયાદ કરીને કહ્યું કે "અમો તેને ઘણીજ મહેનત અને રંજના ભોગે પકડી લાવ્યા છીએ, તો જો તે અમારા હાથમાંથી છટકી જશે તો તું બાદશાહની મોટી ગુનેહગાર ગણાઇશ !" પરદેદારે જવાબમાં કહ્યું કે, "મહેલની અંદરથી ભાગી છુટવાનો કોઇ રસ્તો નથી કારણ કે હરેક દરવાજાએ સખત ચોકી પહેરો છે !"

પ્રિય વાંચકો ! પૈસા–નાણાથી તો જે કાર્ય અશકય હોય તે શકય થઇ શકે છે, તેમાં આશ્ચર્ય નથી પરંતુ આજ કાલ તો પૈઇની પાંચ મળતી ટીમ્બરૂની એક બીડીથી પણ કેટલાંક ટુંક પગારનાં લાલચુ સીપાઇઓ લલચાઇ જાય છે અને જ્યાં કોઇ માણસને પેસવાનો હુકમ નહિજ હોય ત્યાં આવા સીપાઇઓને એક બીડી આંપવાથી તેઓ રાજી રાજી થઇ જાય

છે, અને આપણે આપણું કાર્ય સિદ્ધ કરી શકીએ છીએ તેમજ ઘણીજ ખુશીની સાથ બંધીવાળી જગ્યોએ જઇ શકીએ છીએ ।

મકાર ઓરત અંદર જવા પછી મોટે અવાજે કુરઆંન પઢવા લાગી; તે વેળાએ બાદશાહની બેગમ સાહેબાનાં કાનમાં તે અવાજ વિજળી મિશાલ પહોંચી ગયો, તેથી તેણે પૂછા કરી કે, "એ કોણ છે?" ત્યારે બેગમની બાંદીએ જોઇને બાદશાહજાદીને કહ્યું કે, "એ તો કોઇ પરહેઝગાર બુઢિઆ ઓરતનો અવાજ છે" આ સાંભળીને બેગમ સાહેબાએ કહ્યું કે, "તેને મારા સમક્ષ હાજર કરો" હુકમ મુજબ મકાર ઓરતને બેગમ પાસે લઇ જવામાં આવી ત્યારે તેણે મઝેદાર અને મીઠી વાણીથી બેગમનાં વખાણ કીધાં અને આર્શિવાદ આપ્યો ! અને તે બાદ ઢોંગ કરીને સારી રીતે રડવા લાગી તે જોઇ બાદશાહજાદીનું દિલ તેને માટે જળવા લાગ્યું અને ઘણી માયા લાવી તેને પુછ્યું કે, "અય ઓરત ! તું શા માટે રડે છે ?" મકાર ઓરતે જવાબમાં કહ્યું કે, "અય આ ઝમાનાની બેગમ સાહેબા ! તું શું મને વિસરી ગઇ ? હું તારી એક દાઈ છું ! મેં તને બાળપણમાં પાળી પોશી મોટી કરી છે ! હું કેટલીક મુદ્દત થયાં મક્કામાં હજ કરવા ગઇ હતી, પરંતુ જ્યારે મેં તારી માતાનાં આએ દુનિઆથી ગુઝરી જવાનાં ગજબનાક સમાચાર સાંભળ્યા ત્યારે ઘણી પરેશાંત તથા ગમગીન થઇ હતી ! જેથી હાલમાં તેને દિલાસો દેવાને અને તારી ખિદમતમાં હાઝેર થવાને આવી છું કે તારા દર્શનનો લાભ લઇને મારાં જળતાં જીગરને ખુશ કરીને મારા મકાન પર જાઉં ! પરંતુ તે પહેલાં મારા ત્રણ ગુલામો છે, તેઓને હું તારી સેવામાં હાજર કરવાને લાવી છું ! તે ગુલામો ખાનદાન કુટુંબનાં ખાવિંદો છે અને પ્રત્યેક ગુલામ કારીગરી અને હુન્નરમાં ખૂબ હોંશિઆર છે ! તેથી હું અરજ ગુઝારૂં છું કે, નામવર બાદશાહ તે ત્રણેને મારી પાસેથી ખરિદ કરીને મને રોકડ નાણાની રકમ આપે કે તેનાથી હું હજ કરી આવી ખુદાની રાહમાં ખૈરાત કરૂં ! અને તે પાક પાકિઝા મકાનમાં ખુદાની યાદમાં મારી બાકીની આયુષ્ય બસર કરૂં ! અને તારા હકમાં જીંદગીભર દુઆ ગુઝારતી રહું ! ! કારણ કે હું ખાનદાન કુટુંબની એક પરહેઝગાર બુઢિઆ છું અને મારી ઉમ્મર પાકી થયાથી વધુ જીવ્યાની ઉમેદ રાખતી નથી તેથી મારી ઇચ્છા છે કે, આ જીંદગીનાં બાકીનાં દિવસો તે પાક ખુદાના મુકામમાં કહાડું ! "

મકાર ઓરતે આ પ્રમાણે બાદશાહની બેગમને ફરેબ આપ્યો, ત્યારે

તેનું દિલ પીગળ્યું અને કહ્યું કે, "મને તારી સેવા સારી રીતે યાદ છે. શાહ જ્યારે નિદ્રામાંથી બિદાર થશે ત્યારે હું તારૂં કાર્ય ખુશીથી કરી આપીશ. તું જ્યાં સુધી આ શહેરમાં રહે ત્યાંસુધી આખો દહાડો મારા આગળ રહ્યા કરજે! અને મારાથી જરાયે જૂદાઇ જાણતી નહિ!!" આ સંતોષકારક જવાબ સાંભળીને તે પીતરતી ઓરતે બેગમ સાહેબાને ઘણી દુવાઓ દીધી!

જ્યારે નામવર શાહ નિંદ્રા લઇ ઉઠયા ત્યારે તે પીતરતી ઓરતે બેગમ સાહેબ પાસે જઇને કહ્યું કે, "મારી પુત્રીતુલ્ય શાહઝાદી! હવે મારૂં કાર્ય ઉતાવળથી કરી આપ, કેમકે મારી નિમાઝનો વખત નઝદીક આવતો જાય છે!" આ ઉપરથી બાદશાહઝાદી ઉઠીને બાદશાહ આગળ ગઇ અને કહ્યું કે, પ્યારા ખાવિંદ, મારી એક દાઇ મકકે હજ કરવા જવાનો વિચાર રાખે છે! પરંતુ તેની પાસે ત્રણ ગુલામો છે, તેઓને આપ ખરિદ કરી નાણા આપો કે-ત્યાં જઇ તે આપણા માટે દુવા ગુઝારશે! આ કામ જરૂર કરવું જોઇએ, કારણ કે-હલાલ અને મહેનતનો પેસો હંમેશા પુણ્યના કાર્યમાં વપરાય છે!!"

"એ ત્રણ ગુલામો કયાં છે?" બાદશાહે સુનેરી નળીવાળા હુકકાની એક મોટી ઘુંટ ખેંચતા પુછયું. બાદશાહની બેગમ જબીદાએ કહ્યું કે, "તેઓ દરવાજા પર ઉભેલાં છે; ગુલામોમાંનો એક શરાફ છે, બીજો ધોબી છે અને ત્રીજો શારવાંન છે. આ પ્રમાણે તેઓ ત્રણે આપણને ખાસ ઉપયોગનાં છે!!" આ હકિકત જાણ્યા પછી બાદશાહે પોતાનાં ખિદમતગારને બોલાવ્યો અને કહ્યું કે, "એ દાઇનાં ત્રણ ગુલામો જે દરવાજા આગળ ઉભેલાં છે, તેઓને પુછીને તેઓની બરોબર ખાત્રિ કરો કે તેઓ કોણ કોણ છે?"

બાદશાહનાં હુકમથી ખિદમતગાર બાહેર આવ્યો અને પેલા ત્રણ ગુલામોને માથાથી તે પગ સુધી નિહાળતાં કહ્યું કે, "આમાં શરાફ કોણ છે?" ત્યારે શરાફે ખુશી થઇને કહ્યું કે, "હું બાદશાહનો ગુલામ હાજર છું!" જ્યારે પેલાં ધોબી તથા શારવાંનનું નામ પોકારવામાં આવ્યું ત્યારે તેઓએ પણ કહ્યું કે, "અમો પણ બાદશાહનાં ગુલામો હાજર છીએ!!" આના ઉત્તરમાં ખિદમતગારે કહ્યું કે, "નામવર બાદશાહ સલામતે ફરમાવ્યું છે કે, તમો કંઇ પણ અફસોસ ન કરો! હું તમારા દિલને ખુશી

કરીશ ! ! " બાદશાહનું આ ફરમાન સાંભળીને તેઓએ બાદશાહનાં વખાણ કીધાં અને દુઆ દીધી ! !

ખિદમતગારે બનેલી સર્વે હકિકત બાદશાહને નિવેદન કીધી તે સાંભળીને તેઓએ ફરમાવ્યું કે, " એ દાઇને ત્રણસો અશરફીઓ આપો ! " આ ફરમાસ સાંભળીને જબીદા બેગમ ઉભી થઇ અને પોતાના ખાસ કમરામાંથી ત્રણસો અશરફીઓ લાવીને તે ફીતરતી ઓરતને આપી ! જેથી તેણે જબીદાને ઘણી નેક દુઆ ચાહતાં કહ્યું કે, " એ માતાનાં જીવ ! તેં મારી સેવા હક જાણીને મારૂં કાર્ય કરી આપ્યું તે માટે હું ઘણીજ આભારી છું ! પરંતુ હવે એક નજીવું કામ બાકી રહ્યું છે, તે જો બજાવી લાવે તો હું તારી આયુષ્ય ભરની એહસાનમંદ થઇશ ! તું મારા માટે એક કિંમતી પોષાક લાવ કે તે પેહરીને હું બાહેર જાઉં કે જેથી મારા ગુલામો મને ઓળખી શકે નહિ, નહિતર તેઓને મારા પર એટલી બધી માયા– મહોબ્બત છે કે મને જતાં જોઇને ખચિત દિલગીર અને બેચેન થશે ! ઉપરાંત મારી સાથે તારી એક બાંદી આપ કે તે મારૂં મકાન જુવે અને તારો આ ઝરીઆનનો અમુલ્ય પોષાક પાછો તારે મેહલે પહોંચાડવા આવે, કારણ કે આ કિંમતી અને ભારે પોષાક મને તો શણગાર કરતાં વૃદ્ધાવસ્થામાં " ઘરડી ઘોડી ને લાલ લગામ ! જેવોજ થઇ પડશે !!"

ફીતરતી ઓરતના આ શબ્દો હજુ પુરા બોલાઇ રહે તે પહેલાંજ તે ભોળી પરંતુ ભલી શાહજાદી જબાદાએ પોતાની બાંદીને એક કિંમતી મખમલી–ઝરીયાંનનો પોષાક લાવવાનો હુકમ કીધો, જે તુર્તજ હાઝેર થતાં તેણે તેને પહેરાવ્યો ! અને પગોમાં પણ કિંમતી મોજાઓ પહેરાવીને હજાર અશરફીએ ખરિદવામાં આવેલી એક બાંદીને તેની સાથે રવાના કીધી ! ત્યાર પછી તે ફીતરતી ઓરત પોતાનાં ત્રણે ફરીયાદીઓને ત્યાંજ રાહ જોતાં મુકીને બાદશાહનાં મેહલમાંથી તુર્તજ ચાલી નિકળી ! આગળ ચાલતાં એક મસજીદમાં તેઓ બન્ને પહોંચ્યા ત્યારે મકાર ઓરતે કહ્યું કે, " એક બે ઘડી આશાએસ લે, કેમકે હું બહુ થાકી ગઇ છું ! " ત્યાં થોડીવાર સુધી બેઠાં પછી બાંદીને પુછવા માંડ્યું કે, " તું કેટલી મુદત થયા બાદશાહના મહેલમાં રહી છે ? "

બાંદી–બેગમ સાહેબા ! ત્યાં રહ્યાંને મને દશ વર્ષ થયાં !

ઓરત–તેં શાદી નિકાહ કીધાં છે કે ?

બાંદી–નાજી ! પ્યારી અમ્મા.

આ ઉપરથી તે નાપાક ઓરત બોલી કે, "ઓ બાઇ ! તેં જુવાનીના જોશમાં ફાટેલાં યુવાનોની પ્રીત કીધી નથી, કીંવા જોઇ પણ નથી શુક્ર, હજાર શુક્ર તે બારે હકતઆલાનાં કે તું આ રવેસે તારો ગોરો અને ગુલાબી ચહેરો અને રતાસ મારતાં રૂખસારોની યૌવનની લાલી દોરંગી દુનિયાના દગલબાઝ દુશ્મનોથી છુપાવે છે ! પરંતુ હેફ છે તને કે, પાણીનાં રેલા સમાન વહી જતો યુવાનીનાં વેગનો વખત તું બળાપામાં અને એક બેગમની ગુલામગીરીમાં ગુઝારે છે ! ! જ્યારે યૌવન ખીલી રહ્યું છે, ત્યારે બાદશાહનાં યૌવનનાં ભોગ વિલાસોનાં સાધનો રૂપી પ્રેમી જોડાઓના છત્રી પલંગો કે પથારીઓની ધુલ ઝાટકવા જતાં અજબ છે કે, તે પ્રેમ ભીનાં યુવાનીનાં ઉછાળાં મારતાં પલંગોની ધુળની રજકણો તારા યુવાની ફાટેલાં શરિર પર ઉડતાં તારા રોમાંચને તનમનાટ કેમ નથી કરાવતાં ?"

"જોબન દરિઆ ધુંધવે મન દેશાવર દુર,
અજાણ્યા બિના અનુભવી, જાણે ન નીરતું નુર,"

આ સાંભળીને બાંદી રડી પડી અને બોલવા લાગી કે, "હું આ સિવાય બીજુ કશું પણ કરી શકવાને લાચાર છું !"

આ સાંભળીને મકાર ઓરત તેને સમજાવી કહેવા લાગી કે, "મારૂં દિલ તારા માટે બહુ બળે છે ! કારણ કે તું શાહજાદી કરતાં ઘણી ખુબ-સુરત છે, તો તું શા માટે સુનેરી છત્રી પલંગો પર પવિત્ર પ્યારાની બગ-લમાં બગલગીર થઇ ઇશ્કબાઝીમાં યુવાનીનો લ્હાવો નથી લેતી ? અને કોઇ શાહઝાદાની સ્વરૂપવાન શાહઝાદી બનીને મહેલમાં રાજ કરવા ઉપરાંત હજારો બાંદીઓ પર હુકમ બજાવી સાહેબી નહિ કરતાં આ પ્રમાણે પો-તાની ખૂબસુરત અને સ્વરૂપવાન સાંદર્યતાવાળી પુનેમનાં ચંદ્રમાં જેવી કોમળ કાયા એક શાહઝાદીની ગુલામગીરીમાં બસર કરી તારાં નસીબને વેચી રહી છે ? મારો વિચાર તને આ ગુલામગીરીમાંથી છોડવવાનો છે. જો હું તને આ બંધમાંથી મુકત કરૂં તો તું મને શું આપશે ? !"

બાંદીએ બદલામાં થોડુંક ઝરીઆન આપવાનું કબુલ કીધું. અને તે પ્રમાણે મકાર ઓરતને આપ્યું, તે લઇને મકાર ઓરતે બાંદીને કહ્યું કે, "હું તને એક નકાશમાં લઇ જાઉં અને એક ખૂબસુરત મર્દ આગળ તને વેચું

તું તે મર્દને પ્રસન્ન કરજે, અને તે મર્દ તારી જે કિંમત કરે તે લઇ લેજે જો તે તારા પર ઝુલ્મ કરે તો તેનાં નાણા પાછા આપીને તું તારે ગમે ત્યાં જજે ! !

આ સાંભળીને બાંદીએ મકાર ઓરતને ઘણી નેક દુઆ દીધી ! જે પછી તે બાંદીને નકાશમાં લઇ ગઇ અને નકાશનાં મર્દને કહ્યું કે, "કોઇ ખુબસુરત ચેહેરાનાં મર્દને મારે આ બાંદી વેચવાની છે, કારણ કે હું એક વૃદ્ધ ઓરત છું, અને તે યુવાન ઓરત મારા પર ઘણો હક રાખે છે ? એવામાં એક ખુબસુરત ચહેરાનો મર્દ જે સ્વરૂપવાન સુંદરીની શોધમાં હતો તે ત્યાં આવ્યો તેને જોઇને તેણે બાંદીને પુછ્યું કે, "એ યુવાન તને પ્રસન્ન આવે છે ?" બાંદીએ યુવાનને પ્રસન્ન કીધો, તેથી તે ખુબસુરત મર્દે સોનાનાં પાંચસો દિનાર મકાર ઓરતને આપીને બાંદીને ખરિદ કરી લીધી અને તેને પોતાનાં મકાનપર લઇ ગયો ! બાંદીએ આપેલું ઝરીયાન અને પાંચસો દીનાર લઇને મકાર ઓરત પોતાને મકાને પાછી ફરી અને નચિંતપણે એ પરવાઇથી ઐશો આરામમાં દિવસો બસર કરવા લાગી !

## પ્રકરણ ૧૩ મું

### નાશી—છુટી !

પેલી તરફ જ્યારે બાદશાહ મહેલમાંથી બહાર આવ્યો, ત્યારે તેણે પેલાં ત્રણે ગુલામોને પોતાની હજુરમાં બોલાવ્યા, તેથી તેઓ કુરનેશ બજાવી હાજર થયાં અને બાદશાહની તારીફનાં શબ્દો ઓચરવા લાગ્યાં. ત્યારે બાદશાહે તેઓને ધીરજ આપતાં કહ્યું કે "તમે ગમ ન ખાવો હું તમારાં દરેકનાં કામનો સંતોષકારક નિકાલ કરીશ !"

પ્રથમ તે ધોબીએ ફરિયાદ કીધી કે, "મારાં કપડાં પાછા આપો, કારણ કે કપડાંના માલેકો મને રાત દહાડો બેઝાર કરે છે !" આ સાંભળી બાદશાહ બોલ્યો કે, "કપડાં વળી શાનાં ? એ શું બકે છે ? તું કંઇ દીવાનો તો નથી થઇ ગયો ? તે ઓરત તો તમો સર્વેને મારી પાસે ગુલામો તરીકે વેચી ગઇ છે ! તેથી તમો સર્વે હવે મારાં ગુલામો છો ! "

બાદશાહનું આ બોલવું સાંભળતાંજ તેઓએ ફરિયાદનો પોકાર ઉઠાવ્યો કે, "અમો એક વર્ષ સુધી તે મકાર ઓરતની તલાશમાં હતા, અને જ્યારે તેને પકડી લાવવામાં ફત્તેહ પામ્યાં, ત્યારે આપનાં ન્યાય માટે આપની હજુર લાવ્યા અને ચાહ્યું કે આપ અમો લાચારની દાદ-ફરિયાદ સાંભળો." આમ કહીને તે ત્રણેએ પોતાની બનેલી સર્વે હકીકતનું સ્વિસ્તર વર્ણન કર્યું. જે સાંભળીને બાદશાહે કહ્યું કે,-"સારૂં થયું કે આ બાબત મારાં લક્ષમાં આવી! તમો કંઇ ગમ ન કરો. કેમકે તે બદકાર ઓરત હજી આ મહેલમાંજ છે!" તે પછી તે નાપાક ઓરતને પાછી બાદશાહની હુઝુરમાં લાવવા માટે ખિદમતગારોને દોડાવવામાં આવ્યા. ખિદમતગારો શાહજાદી પાસે આવ્યાં એ મકાર ઓરત માટે પુછપરછ કીધી કે તે કયાં છે?! ત્યારે બેગમ સાહેબે કહ્યું કે, "એ ઓરત તો તેજ વખતે અત્રેથી રવાના થઇ ગઇ અને એક બાંદીને પણ તેની સાથે મોકલી છે કે તેને મકાને પહોંચાડી આવે!"

બેગમનો આ જવાબ લઇને ખિદમતગારો પાછાં બાદશાહની આગળ આવ્યાં અને મકાર ઓરતનો હેવાલ કહ્યો, ત્યારે બાદશાહે કહ્યું કે, "એ હરામઝાદી મારી બાંદીને પણ સાથે લઇ ગઇ છે!" ત્યાર બાદ બાદશાહે કોટવાલને બોલાવ્યો અને મકાર ઓરતને યોગ્ય સજા કરવા માટે તેને કેટલાંક આદમીઓ ફરતાં રાખવાનો તેણે હુકમ કીધો બાદશાહનાં હુકમથી ઘણાં સિપાઇઓ અને જાસુસોને તેની શોધમાં રવાનાં કરવામાં આવ્યા. આ ઉપરાંત ન્યાય માંગવા આવેલાં બિચારા ફરિયાદીઓ જે આરોપીનાં ગરિબડાં ગુલામો બની ગયા હતાં તેઓ પણ બગદાદ શહેરમાં હસીનાને પકડવા પાછા પુઠે પડ્યા; પરંતુ "દાઝનાં માર્યા ગામ બાળે!" તેમ તેઓ કેટલીક વખતે હસીન જેવી હસીન સુંદરીઓનાં કાંડા ઝાલી ઝાલી બાદશાહ સન્મુખ ઘસડી જતા, જેમ કરતા તેઓ ઓર બાદશાહને તકલીફમાં નાંખતા હતાં અને તેની ખફગીમાં વખતો વખત આવી પડતા હતાં!

---

## પ્રકરણ ૧૪ મું.

### શરાફ-સપડાયો!

જ્યારે આ ઘટનાને એક મુદ્દત ગુઝરી ત્યારે પેલા શરાફે તે મકાર

ઓરતને એક રસ્તા પર જોઇ કે તુર્તજ તેને વળગી પડયો અને બોલ્યો કે, "ઓ! બદકાર ઓરત! તારી પર ખુદાની લાઅનત ઉતરો! હવે તું મારાં હાથમાંથી છટકીને ક્યાં જશે?"

શરાફનાં સકંજામાં પોતાને સપડાએલી જોઇને મકાર ઓરતે પોતાની પીઠ વાંકી કીધી અને હાથમાં તસ્બી લઇને શરાફને કહ્યું કે, "એ સાહેબઝાદા! તું ચુપ રહે! તેં મારી પુત્રીને તારી સાથે લઇ જવાથી તેને હેરાન કીધી તેથી તે તારી યાદમાં હરરોઝ તારા કપડાં પોતા પાસેં મુકીને ઝાર બેઝાર રડયાં કરે છે, માટે તું મારી સાથે ચાલ કે, હું તને તેની પાસે લઇ જાઉં, તું તેનો મેળાપ કર, તો તારાં કપડાં તેમજ બીજો કેટલોક તોહફો હું તને આપું!" જ્યારે શરાફે આ વાત સાંભળી ત્યારે તે લાલચનો માર્યો બોલ્યો કે, જો તું સાચું બોલતી હોય તો ચાલ તેની પાસે જઇ આવીએ!"

ત્યાર પછી મકાર ઓરત આગળ અને શરાફ પાછળ ચાલ્યો. શરાફનાં દિલમાં પણ કપટ હતું કે, હું તેને ઠગી લઉં! પરંતુ પોતે આબાદ ઠગાયો! થોડા વખતમાં તેઓ એક બુલંદ હવેલી પાસે પહોંચ્યા. તેનાં દરવાઝા ઉઘાડાં પડેલા હતા, જેની અંદર મકાર ઓરત બેધડક એક પહેલવાનની જેમ દાખલ થઇ અને શરાફને પણ સાથે લઇ ગઇ! તે હવેલીમાં રંગબેરંગી ભાત ભાતનાં કિમ્મી કપડાંનાં ઝરીયાન પરદાઓ ટાંગેલાં હતાં અને ઘણી પેટીઓ તેમાં પડેલી હતી તે જોઇને મકાર ઓરતે શરાફને કહ્યું કે. "બિછાનાં પર બેસ અને તારી આગળ જે પેટી પડેલી છે, તે ઉઘાડીને તારાં કપડાં ઓળખી-લઇ લે! તેટલામાં હું મારી પુત્રીને તારી આગળ બોલાવી લાવું!" આ સાંભળીને શરાફ હવેલીની અંદર બેઠો અને પેટી ખોલતો હતો તેવામાં તેજ વખતે મકાર ઓરત તે હવેલીમાંથી દોડી આવી અને તે મકાનનાં આદમીઓ આગળ મકર અને ફરેબ કરીને પડી ગઇ! જેથી સર્વે માણસો તેને પુછવા લાગ્યા કે, "ઓ ઓરત! તું કોણ છે?" ત્યારે તેણે જવાબ આપ્યો કે, "હું એક વૃદ્ધ સ્ત્રી છું, અને ખુદાની રાહ પર કંઇ માંગવાને આવેલી તેવામાં મેં એક ચોરને દીઠો કે, તે તમારી હવેલીની અંદર આવી પેટી ઉઘાડે છે! તેથી હું બ્હીની અને તમારી પાસે દોડી આવી કે, હું તમને જલદીથી વખતસર ચેતાવું!!"

આ ચોરીની વાત સાંભળીને સર્વે લોકો પોતાનાં હાથમાં લાકડી-સોટા

લઇ આવ્યાં અને જોયું તો મકાર ઓરતના કહેવા પ્રમાણે આબાદ નઝરે આવ્યું. શરાફ તેજ વેળાએ પેટી ઉઘાડતો માલુમ પડયો હતો, તેથી લોકોએ તેને લાકડી સોટાથી ખુબ મેથીપાક જમાડયો કે, તે બિચારો બેહોશ થઈ જમીન પર પડયો ! તે પછી શરાફના હાથ બાંધવામાં આવ્યા અને કોટવાલની આગળ લઇ ગયાં ત્યારે શરાફ મોટે અવાજે પોકારતો હતો કે, "મારો ગુનોહ કંઇ નથી, મેં કશું પણ લીધું નથી।"

શરાફને કોટવાલને ત્યાં લઇ જતાં તે બુલંદ હવેલીનાં સર્વે જબરી ગડબડ અને ગડમથલમાં પડયા ! તેથી જ્યારે મકાર ઓરતે હવેલીને ખાલી જોઇ ત્યારે ત્યાંનો તમામ સરસામાન ઉઠાવીને પોતાના મકાન લઇ ગઇ અને નચિંત બેઠી ! કોટવાલે શરાફને આવી હાલહવાલી વચ્ચે પકડાઇ આવેલો જોયો ત્યારે તેને તુર્તજ ઓળખ્યો અને પુછયું કે, "તારો શું હેવાલ છે ?" શરાફે જવાબમાં બનેલો સર્વે એહવાલ કહી બતાવ્યો, ત્યારે તેને મુક્ત કર્યો અને લોકોને કહ્યું કે, "આ એક હરામજાદી નાપાક ઓરતનો પ્રપંચ છે. તમો તેને ઓળખતા નથી. તે એવી ચોર છે કે, શરાફનાં મોંઢામાંથી ઝેહરી મોહરો પણ ચોરી જાય અને સુતેલો હોય તેની સુરવાળ પણ ઉઠાવી જાય ! એવી ચોરને શુળી પર ચઢાવવી બેહતર છે ! પરંતુ હું ધારૂં છું કે, તે એક વખત તો શુળી પરથી પણ નાશી છુટે અને શુળીના લાકડાં કે રસી વટિક જતી મુકે નહિ !"

કોટવાલે જ્યારે હસીનાને એક હરામખોર અને ચાતુર્યતા ભરેલી ચાલાકીથી ચોરી કરનારી એક દગલબાજ ઓરત તરીકે ઓળખાવી. ત્યારે તેઓ કહેવા લાગ્યા કે, "અમો તે મકાર ઓરતને ઓળખતા ન હતા!" આમ કહીને સર્વે લોકો વિખેરાયાં અને કેટલાંક હવેલીમાં શું ચોરી થઇ તે જોવા ગયાં ! પરંતુ ત્યાં જોતાં તો સર્વે અસબાબની ચોરી થયેલી નજરે આવી તેથી સર્વે માણસોએ દોડી આવી ખલિફાને ખબર કીધી કે,-"તમામ સામાન તે ઓરત ઉઠાવી લઇ ગઇ છે ! અને પાંચસો અશરફી પેટી સુદ્ધાંત ઉઠાવી ગઇ છે ! આ ખરી ચોરીની પણ ચારે તરફ તલાશ કરવામાં આવી, પરંતુ તેનું કાંઇ પણ નામનિશાન હાથ લાગ્યું નહિ !। તેથી આખરે લાચાર થઇને ખલિફાએ તેઓને સમજાવ્યું કે, "એ બુઢિઆ ઓરત જે તમારો માલ લઈ ગઇ છે, તેણે ઘણાઓને ખરાબ કીધાં છે, તેથી તમો તેને પકડીને મારી સમક્ષ હાજર કરો કે, હું તેને

યોગ્ય સજાએ પહોંચાડું ! " આ સાંભળીને સર્વે આદમીઓ તથા તે કોટવાલ પણ મકાર ઓરતની શોધમાં નીકળી પડયાં ! !

## પ્રકરણ ૧૫ મું.

### ધોબી દિવાનો બન્યો !

એક દિવસે મકાર ઓરતની શોધમાં જતાં પેલા ધોબીએ તેને જોઇને પકડી અને બોલ્યો કે, " એ ! મકરની કરનાર દગાબાજ ચોર, હવે તું મારાં હાથમાંથી કયાં જવાની છે ? હું તને આગમાં બાળીને ભસ્મ કરી નાંખીશ ! " આવી તાનાઝની અવાજ સાંભળીને ગામનાં લોકો એકઠા થયાં. તેઓને જોઇને મકાર ઓરત કહેવા લાગી કે, " હું એક વૃદ્ધ ઓરત છું, અને હજ કરનાર હાજીયાણી છું, માટે તું મારાં પાસેથી શું માંગે છે ? " આમ કહીને તે ચોધાર આંસુએ રડવા લાગી અને તેથી તમામ લોકો ધોબીને કહેવા લાગ્યાં કે, " એ ગરીબ ઓરત પાસેથી તું શું માંગે છે ? આવી બેહાદી કરવી સારી નથી ! " આ વખતે મકાર ઓરતે ચુપકીદી અખ્ત્યાર કીધી હતી અને ધોબી તેને ગાળો દેતો હતો અને કહેતો હતો કે, " હું તને માર્યા સીવાય છોડીશજ નહિ ! " આ સાંભળીને મકાર ઓરત ઝાર–બેઝાર રડી પડી અને બોલી કે, " સર્વે ખલ-કતના લોકો જુવો કે, એ હરામજાદો ગાળો દેતો જાય છે અને કહેતો જાય છે કે, હું તને મારી નાખું ! " આ કહીને તેણે ખુબ ઢોંગ ધતુરા કીધાં અને પોતાનું મોં આસમાનની તરફ કરીને બોલી કે, " એ જેહાં-નના પએદા કરનાર પાક પરવરદિગાર ! એ મારૂં ફરઝંદ છે, પરંતુ તે દિવાનો થયેલો હોવાથી મને મારવાનો કસ્દ કરે છે ! તેથી તેનો હું શું ઇલાજ કરૂં ? " આવાં ફરેબ કરીને તે ફીતરતી ઓરત બેઘડી સુધી પોતાની ઝબાન મુગી કરીને ઉભી રહી ! જ્યારે ઉપલાં શબ્દો તે મકાર ઓરતની ઝબાનમાંથી હાજર રહેલાંઓએ સાંભળ્યાં ત્યારે તેઓ તે ધોબીને લાકડીએ લાકડીએ માર મારવા લાગ્યાં કે, " એ કમબખ્ત ! તું ગુનેહગાર થયો છે. તું આ પ્રમાણે પોતાની માતાને વૃદ્ધાવસ્થામાં મારવા ચાહે છે, એ બહુજ ખરાબ કામ છે ! " બિચારો ધોબી જેમ જેમ ફરિયાદ કરતો ગયો

તેમ તેમ તેને આદમીઓ સોટા–લાકડીઓથી મેથીપાક જમાડતા રહ્યાં. ધડોધડ વાંસામાં પડતી લાકડીઓથી બાપડો ધોબી જમીન પર બેશુદ્ધ થઇ પડયો. ત્યારે મકાર ઓરતે ફરિયાદ તથા રડવું શરૂ કરતાં હાજરીન શખ્સોને કહ્યું કે, “ મારાં પ્યારા ફરઝંદ પર કયાં લગી જુલમ કર્યા કરશો ? એને તો સન્નેપાત થયેલો છે, તેથી તેનું મગજ ચકરમ થઇ ગયું છે ! તેથી ખુદાને વાસ્તે તેનાં સામું જુવો અને રહેમ કરો ! અને તેને જલદીથી ઓસ્પિટાલમાં લઇ જાવ કે જેથી તમોને સવાલ હાંસેલ થશે ! ! ”

મકાર ઓરતનાં કહેવાથી તે લોકોએ એ ધોબીને એક લાકડી પર હાથ–પગ બાંધીને “ ટીંગાટોળી ” કરીને ઓસ્પિટાલમાં લઇ ગયા. ત્યારે તે ઓરતે કહ્યું કે, “ ભાઇઓ ! મારા પુત્રના કપડાં, પાઘડી અને જોડા વીગેરે મને આપો કે, હું પોતાના હાથમાં રાખું ! ” તે લોકોએ તેનાં બનાવટી પુત્રના સર્વે કપડાં વીગેરે મકાર ઓરતને હવાલે કીધાં ત્યારે ધોબી ફરિયાદ કરવા લાગ્યો કે, “ એ બદકાર મલઉન ઓરત મારી દુસ્મન છે ! તેણે કંઇકનાં ઘર વેરાન કીધાં છે ! આ બિના જો ખલિફા જાણશે તો તમને સજાએ પહોંચાડશે ! તમો તેને નથી જાણતા ! તે જબરી ફિસાદખોરી છે ! ” આ સાંભળીને તે ફીતરતી ઓરત મકર કરીને ધોબીને દુવા કરતી હતી અને ખુદાનું નામ લઇને ખુદાએતઆલા પાસે દુઆ ગુજારતી હતી કે, “ એ જેહાંનના પેદા કરનાર સાહેબ ! મારા લાચાર ફરજંદને તું તન્દુરસ્તી બક્ષજે ! ” પેલાં લોકો ધોબીને ઓસ્પિટલમાં નાંખીને ચાલતાં થયાં પછી તે મકાર ઓરત પણ ધોબીના શરીર પરનાં લગભગ સર્વે કપડાં લઇને પોતાને ઘેર સીધાવી ! ! બીચારા ધોબીએ તો ઘણીવાર બુમ પાડયાંજ કીધી કે, “ હું દિવાનો નથી ! તમો મને શા માટે કડવું ઝેર જેવું ઓસડ પાવો છો ? ” પરંતુ ઓસડ આપનાર ઓસ્પિટલના માણસ પેલી મકાર ઓરત તથા લોકોનાં બોલવા પર ભોળવાઇ જઇને એક દીવાનાની જેમ તેને ઓસડ પીવાની ફરજ પાડતા હતા, ગોયા તે બીચારા પર એક રીતનો જુલમ ગુજારતાં હતાં ! જેમ જેમ ધોબી કહેતો ગયો કે, “ આ બીનાની ખલિફાને ખબર આપો ! ” તેમ તેમ ઓર તેને ઓસડ પીવાની સખ્તાઇ કરતાં હતાં ! આવી રીતે ધોબી એક અઠવાડિયા સુધી ઓસ્પિટલનાં બિછાનાં પર બલાની અંદર નાહકનો ગિરફતાર હતો ! તેવામાં એક દિવસે આ દિવાના ધોબીનો તમાસો જોવાને કેટલાંક માણસો આવ્યાં હતા, તેમાં ધોબીએ પોતાનાં

એક દોસ્તને દીઠો! જે પણ મકાર ઓરતના પ્રપંચી પરાક્રમથી પુરતી રીતે વાકેફગાર હતો! આને જોઇને ધોબીએ ફરિયાદ ઉઠાવી કે, "ઓ મારા પ્યારાં દોસ્ત! તું મારી ફરિયાદને પહોંચ! અને કોટવાલને ખબર કર કે–મને આ આપદાથી છોડવે, કારણ કે પેલી ફીતરતી ઓરત મને આ ફાંદામાં ફરેબ આપી ફસાવી ગઇ છે! મેં ઘણી ફરિયાદ ઉઠાવી અને પોકાર કીધો, પરંતુ મને દિવાનો લેખી તેનો અસ્વિકાર કરવામાં આવ્યો!!" તેનાં મિત્રે કોટવાલને જઇને ખબર કીધી, ત્યારે તે તુર્તજ આવ્યો અને ધોબીને ઓળખીને હસાવી પૂછવા લાગ્યો કે, "આ શું થયું છે?!" ત્યારે ધોબીએ પોતાનો સઘળો હેવાલ કહી સંભળાવ્યો. તે સાંભળ્યાં પછી કોટવાલે હુકમ કીધો કે, "ધોબીને ખલિફાની આગળ એમનો એમ લઇ આવો!" જ્યારે ધોબી એક ઓસ્પિટલનાં દર્દી જેમ કૃતિમ દિવાનાપણામાં આવી ઉભો રહ્યો અને પોતાને દિવાનો બનવાની વાત ખુલાસાવાર કહી સંભળાવી ત્યારે ખલિફાએ ફરમાવ્યું કે, "તેને ઓસ્પિટલમાંથી હવે છૂટો કરો! એ લાઅનતી ફીતરતી ઓરતનાં ફરેબથી ઘણાંઓ હૈરાન પરેશાન થાય છે! પરંતુ તે કોઇ વાતે સકંજામાં સપડાતી નથી!" તેથી બાદશાહે કોટવાલને બોલાવીને હુકમ કીધો કે, "એ ચુડેલની પાછળ સારી રીતે માણસો લગાડો–કે તેને પકડીને સારી સઝાએ પહોંચાડી શકાય!!"

---

## પ્રકરણ ૧૬ મું.

### શારવાંન સાજો થાય છે!

હવે સર્વે આદમીઓ મકાર ઓરતની શોધમાં ફરતા હતાં, તેવામાં એક દિવસે ઉંટનાં શારવાંને તેને રસ્તામાં જોઇ અને દોડીને પકડી પાડીને કહ્યું કે, "ઓ બદકાર મલઉન ઓરત! ઘણા વખત થયાં હું તારી તલાશમાં ગલીએ ગલી ફરૂં છું! અય! ઠગારી! હવે બોલ કે મારૂં ઉંટ કયાં છે? હવે હું તને ખલિફા પાસે લઇ જઇશ કે તે તારાં ટુકડે-ટુકડા કરી નાંખે!" આ વખતે મકાર ઓરત કહેવા લાગી કે, "એ મર્દ! તું ખુદાનો તો જરા ખોફ ખા કે, તું મારાં પર નાહકનું જુઠું બોહતાન મુકવાની

સરકથી કરે છે? હું તે ઓરત નથી!" શારવાને કહ્યું કે, "અય બદકાર! તે ધુતારી-ઠગારી ઓરત તુંજ પોતે છે; તું તમામ લોકોને ખરાબ કરે છે!!

જ્યારે ચંડાળ ચુડેલે જોયું કે શારવાંને પોતાનાં હાથ મજબુત પકડેલાં છે, ત્યારે તેણે હસીને શારવાંનનો હાથ પકડયો અને તેને એક ખૂણામાં લઇ જઇને કહ્યું કે, "અય યુવાન પુરૂષ! મને તારા ઊંટની હાજત નથી, તું મારી સાથે આવ અને તારૂં ઊંટ લઈ જા! આ ઉપરાંત બીજા પાંચસો દિનાર પણ મારી પાસેથી લે, પરંતુ મને રસ્તામાં રૂસવા ન કર!! હું તને તારૂં ઊંટ પાછું આપવા માટે ઘણી મુદ્દત થયાં શોધું છું, પરંતુ તું મને હાથ આવતો નથી!!

શારવાંને પોતાનાં મન સાથે વિચાર્યું કે, રખેને તે કંઇ પણ ફરેબ કરતી હોય! તેથી કહેવા લાગ્યો કે, "પ્રથમ ઉંટ તથા પાંચસો દિનાર આપે તો હું તને છોડી મુકું!" જે પછી તે ચુડેલ અને શારવાંન ચાલતાં ચાલતાં બજારની અંદર આવી પહોંચ્યાં ત્યારે મકાર ઓરતે એક હજામને પોતાની દુકાનપર બેઠેલો જોયો! તેની હજુરમાં ગુલામો ઉભેલાં હતાં તેથી તે ફીતરતી ઓરતે શારવાંનને કહ્યું કે, "તું આ જગ્યોએ ઉભો રહે! આ દુકાન મારાં પુત્રની છે, તેથી ત્યાંથી હું એક ગુલામને મોકલીને તારો ઉંટ તથા પાંચસો દિનાર મારે મકાનેથી મંગાવી લઉં!" ત્યારબાદ તે ચંડાળ–ચુડેલ પેલા હજામની પાસે ગઈ અને મકર કરીને ખૂબ રડી પડી તેથી હજામે પુછ્યું કે, "એ માય! તું શા માટે રડે છે? અને તું શું માંગે છે?!" ત્યારે મકાર ઓરતે કહ્યું કે, "એ કિસ્બી મર્દ! મારા ઉપર એક મોટી આફત છે! પેલો દૂર ઉભેલો મારો પુત્ર છે, અને તેને એક વિચિત્ર પ્રકારની બિમારી થઇ છે, તેથી હકીમે ફરમાવ્યું છે કે–તેના ઉપલાં દાંતો ખેંચી કાઢી નાંખવામાં આવે, તો તેને આરામ થાય તેમછે! તેથી હું તારી સેવામાં તેને હાઝેર કરવાને લાવી છું કે, તું તારાં સર્વે માણુસો અને ગુલામોને હુશિયાર કરે કે, તે જેવો આવીને અહિંઆ બેસે કે તુર્તજ તેને આડો પાડીને બાંધે! પછી તુ તારા ચીપીઆ વતી ઉપલા દાંતોને ખેંચી કાઢજે!! કારણુ કે જો આ દાંતો જલદીથો ખેંચી કાઢવામાં નહિ આવશે તો મારો પુત્ર મરી જશે એવું હકીમ સાહેબનું કેહવું છે! પરંતુ મારો એ પુત્ર દાંતો પડાવવાને રાઝી નથી! મને એકજ ફરઝંદ છે. તેથા ખુદા કરેને તેને તારા હાથથી આરામ થઇ જાય!!" આ પ્રમાણે હજામને સમજાવીને તેણે હજામનાં હાથમાં દશ અશરફીઓ મેહનતાણાં

દાખલા આપી અને વધારામાં કહ્યું કે, " તે ઘણાં બુમ—બરાડા પાડે, તો પણ તેને તમો જતો મેલશો નહિ !! " અશરફી જોઇને હજામ ઘણો ખુશી થયો અને ગુલામોને કહીને પેલાં દૂર ઉભેલાં શારવાંનને બોલાવી મંગાવ્યો ! અને તેને આડો પાડીને મઝબુત્ત બાંધ્યો, જે પછી હજામે પોતાનાં ચીપીઆથી તેનાં ઉપલાં દાંતો એકાએક પાડવા શરૂ કર્યાં ! ત્યારે તે ફીતરતી ઓરત કેહવા લાગી કે, " મારાં પુત્રનાં કપડાંઓ મને આપો, કારણ કે તે લોહીમાં ખરડાઇને ખરાબ થશે ! આથી તેનાં 'શરિરપરનાં કપડાં હજામે કાઢી આપ્યાં. જેની ગાંસડી બાંધીને તે કેહવા લાગી કે, એ ઘણોજ અશક્ત થએલો છે ! તેથી હું મારાં ગુલામને તથા ઉંટને મારાં મકાનેથી લાવીને મારાં પુત્રને ઘરે લઇ જાઉં ! " આમ કહીને તે ત્યાંથી નિકળી પોતાને મકાને જઇને બે પરવાહીથી બેઠી !! જ્યારે શારવાંન હુશિ-શારીમાં આવ્યો ત્યારે પોતાને લોહીથી ખરડાએલો અને ઝખમી થએલો જોયો !! તેથી શોરબકોર ઉઠાવીને પોકાર કરવા લાગ્યો. તેવામાં કોટવાલ શારવાંનનો અવાઝ સાંભળીને આવી પહોંચ્યો અને તેનો સઘળો એહવાલ પુછયો. તે ઉપરથી શારવાંને પોતાની સઘળી હકિકત કહી બતાવી ! ! જે પછી કોટવાલ તેને ખલિફા આગળ લઇ ગયો. ખલિફાએ સઘળો એહવાલ સાંભળ્યા પછી હસ્યો અને દાંતમાં આંગળી પકડીને સખ્ત હેરાન થયો ! અને કેહવા લાગ્યો કે, 'મને આવાં ફરેબથી બેહદ અજાયબી ઉપજે છે !" ખલિફાએ પ્રથમ કરેલા હુકમ મુજબ મકાર ઓરતની શોધમાં વધારે મા-ણસો દોડાવ્યાં અને ચાંપતી તપાસ અને દેખરેખ રાખવા માટે પોતાની પોલિસ ફોજ જોગાં વધારે હુકમો કાઢયાં.

---

## મકરણ ૧૭ મું.

### આંધળો.

એક દિવસે મકાર ઓરતે ખૂબસુરત ચ્હેરો બનાવીને એક ખુબ્સુરતીથી ભરેલો લિબાસ પહેર્યો, અને માથાંપર એક ચાદર નાંખીને પોતાના મકાનેથી બાહેર નિકળીને કોઇ શિકારની શોધમાં ફરવા લાગી ! તેવામાં એકાએક તેની નઝર એક માલદાર આંધળા શખ્સ પર પડી ! જ્યારે તે આંધળો

પો મકાને ચાલ્યો, ત્યારે તે તેની પાછળ જઇને જલદીથી તે આંધળાનાં મકાનમાં પેઠી અને તેની સર્વે રીતભાતથી વાકેફ થવા સારૂ એક ખૂણામાં જઇને બેઠી. આંધળો પોતાનાં મકાનનો દરવાઝો બંધ કરીને અંદર નાચવા મંડી ગયો, જે પછી તેણે એક અસરફી પોતાનાં મોંમાંથી બાહેર કાઢીને તેને પોતાની ડગલીમાં શીવવા લાગ્યો. આ સર્વે તમાશો તે ચુડેલે જોઇ પોતાનાં મન સાથે વિચાર કીધો કે—એક મોટો શિકાર હાથ લાગ્યો છે ! જ્યારેં આંધળો પેલી અસરફી પોતાની ડગલીમાં સીવી રહ્યો ત્યારે તેણે પોતાનાં મકાનનો દરવાઝો ખોલ્યો અને પાછો બાહેર નિકળ્યો. બાહેર જઇને તે એક મસજીદનાં દરવાજા પર જઇને બેઠો ! ત્યારે મકાર ઓરતે તેનો દામન ( છેડો ) પકડ્યો અને ફરેબ કરીને તેને ગળે વળગી પડી ! અને બોલવા લાગી કે, "એ કમબખ્ત અંધાતું તારા પ્યારાં ફરઝંદોની ખબર નહિ રાખતાં મસજીદનો દરવાજે શોધતો અને ભીખ માંગતો ફરે છે ! કેટલાંક લુચ્ચાઓ તારા ઘરમાં હરામનું હજમ કરે છે, ને તું ભીખ છોડતો નથી ! એ લોભીષ્ટ અંધા ! ખુદાએ તને ઘણો ખજાનો આપ્યો છે, પરંતુ તું તે ખાતો કે ભોગવતો નથી ! તો શું તું મુવા પછી બધું સાથે બાંધી જવાનો છે ?" આ પ્રમાણે જ્યારે તે મોટે અવાજે વઢવા લાગી ત્યારે ત્યાંથી પસાર થતાં રાહદારીઓએ મકાર ઓરતનાં ચહેરા પર અને તેના શણગાર પર દ્રષ્ટિ કીધી અને આશીર્વાદ વર્ષાવવા લાગ્યાં કે, "માઅશા અલ્લાહ ! ખુદાવંદે આલમે આંધળાને કેવી ખૂબસુરત સ્ત્રી આપી છે ! પરંતુ કમભાગ્ય એના કે તે સિદ્ધો પાધરો ચાલતો નથી !" જે પછી તેઓ આંધળાને કહેવા લાગ્યાં કે, "તારી ઓરતનો ચહેરો માહતાબ મિસાલ ચળકે છે ! અને તેણે સારો શણગાર કીધો છે ! પરંતુ તું ભીખ માંગતો ફરે છે અને પોતાનાં ફરઝંદોને ઘેર રઝળતાં મુકીને મસજીદમાં જઇને બેસે છે અને ગલીએ ગલી રખડીને ભીખ માંગે છે ! અને પોતાનાં જીવતરને ખરાબ કરીને આવી ખૂબસુરત અને અતિશય સૌંદર્યતાવાળી સ્વરૂપવાન સ્ત્રીને હાથથી જવા દે છે ! !"

આ સાંભળીને આંધળો હાજરીન લોકોને કહેવા લાગ્યો કે, "એ ઓરત મારાં પર બહોતાન મુકે છે ! એ કાંઇ મારી પરણેતર નથી ! મેં તેની સાથે નિકાહ કીધાં નથી ! ! હું કયાં અને તે ઓરત કયાં ? ! એ જૂઠ બોલે છે, તેનો કોઇ બીજો શવહર હશે, હું નથી ! !"

આ સાંભળીને તે રીતરતી સ્ત્રી કહેવા લાગી કે, "અરે ! ભાઇઓ !

તમો જુવો છો કે, એ હજુ ફકીરી મુકતો નથી ! અને કેવી કમબખ્તીના દહાડાં બેઠાં છે ! એ આમ રખડયા કરે છે, અને પેટે તો સાત પુત્રીઓ છે, અને માલ ખઝાનો પુષ્કળ છે કે, ખાતાં પણ ખૂટે નહીં ! ! જો તેની ખુશી નહીંજ હોય તો તે બધો માલ મને સોંપી દે અને નિકાહથી છુટા છેડા કરે ! ! જે પછી તેને ફાવે ત્યાં જાય ! ! !"

આ સાંભળીને લોકો બોલવા લાગ્યા કે , "ખરેખર ! હક આ ઓરતનો છે ! એ ઓરતને અવશ્ય માલ મળવો જોઇએ !" તેથી તેઓએ આંધળાને કહ્યું કે, "તારી સ્રીને તલાક આપી તમામ નાણું તેને આપ કે તે બીજાં સાથે નિકાહ કરી લે !" આ સાંભળીને આંધળાએ પોતાનાં મન સાથે વિચાર્યું કે, "તમામ લોકો મારાં પર શક લાવે છે, માટે હું એ સ્રીની સાથે જાઉં અને તેનોજ માલ કબજે કરૂં ! !" આમ વિચાર કરીને આંધળાએ કહ્યું કે, "તમો મને ઘેર મોકલો છો, પરંતુ એ ઓરતને કહો કે મને ત્યાં જઇને દુઃખ અને ઇઝા ન આપે અને મારી સાથે સલાહ સંપથી હળીમળીને ચાલે તેમજ ખરાબ શબ્દો પણ ન બોલે !" આંધળાનાં આ કહેવા પ્રમાણે લોકોએ તે ચુડેલને ભલામણ કીધી, જેનો તેણે તુર્તજ સ્વિકાર કરી લીધો ! અને તેમ કરતાં તે આંધળાં તરફ ફરીને બોલી કે, "હું કોલ આપીને કહું છું-તું ખુશી થાય અને ખુદાનાં શુક્રાનાં કરે તેવી રીતે હું તારી સેવા-ચાકરી બજાવી લાવીશ અને હવે પછી તને કદીપણ ભિક્ષા માંગવા નહિ મોકલું ! ! તું તારે હવે મકાનમાં બેસીને મોઝ માર !" લોકોએ કહેલી શરતનો તે ફિતરતી ઓરતે સ્વિકાર કરી લીધાં પછી તે લોકોએ તે આંધળાનો હાથ પકડીને મકાર ઓરતનાં હાથમાં આપ્યો ! જે પછી સર્વે લોકો વિખરાઇ ગયાં ! !

મકાર ઓરત તે આંધળાનો હાથ પકડીને તેનેજ ત્યાં લઇ ગઇ !અને ત્યાં આગળ પહોંચ્યા પછી પોતાની પુત્રીઓને હુકમ કીધો કે, "તમારા બાવાજાનની સેવા ચાકરી કરો ! અને તેને ગોદમાં પકડો ! તેમજ તેનાં દીલને બહેલાવો ! !" માતાનાં હુકમથી પુત્રીઓ આંધળા સાથે ખુશ ગુફ્તેગોમાં ગુંથાઇ અને કહેવા લાગી કે, "એ બુઝોર્ગ પીદર ! આટલી મુદ્દત થયાં તમે ક્યાં હતા ? અમારો શો વાંક થયો હતો કે, તમોએ આ પ્રમાણે અમારાં પર ના મહેરબાન થઇને અમોને જુદાઇની જળતી જવાળામાં અત્યાર સુધી જલાવી દીધી ? !" જવાબમાં અંધાએ તેઓનાં રેશમ જેવાં

સુવાળાં અને સુંદર ગુલાબી ગાલોપર હાથ ફેરવતાં પોતાની બનાવટી પુત્રીઓને કહ્યું કે, "મારી પ્યારી લાડલીઓ ! જ્યારથી તારી માતાએ મને ગાળો દઇને નાહકનો કંકાસ વ્હોરી લીધો ત્યારથી મેં એલાહેદું રહેવું પ્રસન્ન કીધું ! !"

ત્યાર પછી તે ચંડાળ ચુડેલે પુત્રીઓને કહ્યું કે, "તમારાં પિતાને તખ્તપર બેસાડો અને શરબતનો પ્યાલો લાવી આપી ખાણું હાઝેર કરો !" તાબેદાર પુત્રીઓએ માતાના હુકમનો તુર્તજ અમલ કીધો ! ત્યારે આંધળો હાથ લાંબો કરીને ખાણું ખાવા લાગ્યો, જેમ કરતાં તે પોતાનાં દિલ સાથે વિચારતો જતો હતો કે, હું દુઃખમાંથી છુટયો અને ગોયા બેહિસ્તમાં આવી પડયો ! જ્યારે આંધળો ખાણું ખાઇ ફારેગ થયો અને તેનાં હાથો ધોવરાવવામાં આવ્યાં. પછી તે ચુડેલના વાંસાએ તેને બાદશાહને લાયકનો એક ઝરીયાન અને ઉંચી મખમલનો પોષાક આંધળા આગળ મુકયો અને પોતાની પુત્રીઓને કહ્યું કે, " એક પેટી લાવો કે, તમારાં પિતાનો જુનો ખલકો તેમાં મુકું ! અને પેટીને તાળું દઇ તેની કુંચી તેને સોંપું ! જેથી તે જૂની ડગલીની બરકત આપણા ઘરમાં રહે !" છોકરીઓએ પેટી લાવી હાઝર કરી અને તે જુની ડગલી (ખલકો) તે પેટીમાં મુકીને તેને તાળું દઇને કુંચી આંધળાનાં ગળામાં દોરી વતે લટકાવી દીધી જે પછી આંધળાને ખૂશબોઇ ભરેલાં કપડાં પહેરાવવામાં આવ્યા. પોતે પહેરેલો મખમલી અને ઝરીયાન પોષાક માત્ર હાથ ફેરવીને તે પીછાની શકતો હતો. આ અમુલ્ય પોષાક પર લગાડેલાં ખુશબોદાર સુવાસિત પમરાટે આંધળાના નાકનું ખુણે ખુણું સુગંધી વાસથી ધમધમાવી મુકયું ! જ્યારે આંધળો આ શ્વાસ શોખથી નાસિકા વાટે લેતો હતો ત્યારે તેને એમજ લાગ્યું કે હું સાતમી બેહિસ્તપર જાણે સૈર કરૂંછું ! તરંગોની આ બેહિસ્ત પર સૈર કરતાં તે એવો તો ગાઢ નિંદ્રાનાં ઘેનમાં પડી ગયો કે, રાત્રીનાં પાંચ દશ વખત ઉઠતાં આ આંધળાની એકજ નિંદ્રામાં સવાર થઇ ગઇ ! !

## પ્રકરણ ૧૮ મું.

### ઝવાહેરની ખરિદીએ !

જ્યારે સહવાર થઇ ત્યારે મક્કાર ઓરતની પુત્રીઓ પિતાની સલામ અર્થે આવી અને કહ્યું કે, " પ્યારાં પિતાજી ! અમોને ઘણાં લાલ ઝવાહેર

જોઇએ છીએ, માટે બાહેર જઇને અમારાં માટે ખરિદ કરી લાવો!!" આ સાંભળીને મકાર ઓરતે કહ્યું કે, " તમો ઝવાહેરની પરિક્ષા કરી શકશો નહિ. માટે અમો બઝારમાં જઇને ઝવાહેર લઇ આવીએ છીએ!! તેની કિંમત જે થશે તે હું આપીશ!! માટે જાવ તમો એક ઘોડાને જીન કરીને તમારાં પિતાજીને તેનાં ઉપર બેસાડો અને તેઓને સારો લિબાસ પહેરાવીને માથાં પર પાઘડી બાંધો!!" ત્યારબાદ આંધળાને ઘોડાપર સ્વાર કરવામાં આવ્યો! અને કેટલાંએક મર્દો તથા ગુલામો ઘોડાની લગામ પકડીને રસ્તે ચાલવા લાગ્યાં ત્યારે આંધળાએ પહેલવાનની જેમ પોતાની મૂછને મરડી વાંકી કીધી! અને ગુલામો લગામ ઝાલતાં આગળ ચાલવા લાગ્યાં!! આ પ્રમાણે તેઓ ચાલતાં ચાલતાં બઝારમાં આવી લાગ્યાં અને એક ઝવેરીની દૂકાન આગળ આંધળાનું આ સરઘસ થોભ્યું!! જ્યાં આગળ મકાર ઓરતની દેખરેખ તળે આંધળાંને ઘોડાપરથી નીચે ઉતારવામાં આવ્યો અને તેને ઝવેરીની દૂકાનની અંદર લઇ જવામાં આવ્યો!! તે ઝવેરી ઘણો નામચીન વ્યાપારી હતો, તેથી જ્યારે તેણે આંધળાંને ઘણી ઇઝત અને માનઅકરામની સાથે આવતો જોયો ત્યારે તેણે પોતાનાં ગુલામ પાસે એક ખુરસી મંગાવીને તેનાં પર આંધળાંને બેસાડ્યો!! જે પછી થોડી વારે આંધળાંએ કહ્યું કે, " મને કેટલાંક ઝવેરો જોઇએ છે, અને તમારા જેવાં ઝવેરી આખાં શહેરમાં નહિ હોવાથી હું તમારી દૂકાન પર સિદ્ધો આવેલ છું, માટે ઘણાં ઉંચા ઝવેરો હોય તે દેખાડો!!"

ઝવેરીએ ઝવેરોનો દાબડો આંધળા આગળ મૂકયો, જેમાં હીરા અને માણેક એવાં તો ઉંચા અને ભારે કિંમતના હતાં કે, તે એક બાદશાહને જ વેચાતાં લેવાનું પરવડી શકે!!

ઝવેરીએ એ ઝવેરાતનાં ઘણાં દાણાં વીણી કાઢયા અને એક જગો પર તેનો જમાવ કર્યો. ત્યારે આંધળાએ મકાર ઓરતને બોલાવીને કહ્યું. કે, " આ ઝવેરોને આપણાં મકાને લઇ જા!! અને પુત્રીઓ પ્રસન્ન કરે તો જલદીથી અશરફીઓની કોથળીઓ લાવી આનું દામ ચૂકાવી આપ!! આમ કહીને આંધળાએ ઝવેરાતનાં દાણાં મકાર ઓરતનાં હાથમાં મુકયાં!! આ લઇને મકાર ઓરત પોતાને ઘેર લઇ જઇને નચિંત બેઠી!!!

જ્યારે થોડો વખત આ પ્રમાણે ગુઝરી ગયો અને કોઇપણ પાછું ફર્યુંજ નહિ ત્યારે ઝવેરીએ આંધળાને કહ્યું કે, " શું તમારૂં મકાન ઘણું

દૂર છે કે તમારી ઓરતને પાછા ફરતાં આટલો બધો વખત થયો ?!!" આ સાંભળીને આંધળાંએ પોતાનાં ગુલામોને હુકમ કીધો કે, "તમો સર્વે સ્વાર થઇ જાવ અને આપણે મકાને જઇને બીબીને બોલાવી લાવો તથા જલદીથી અશરફીઓની કોથળીઓ હાઝર કરો કે, આ ઝવેરીનો હિસાબ ચૂકાવી આપી આપણે આપણાં મકાન તરફ પાછા વિદાય થઇ જઇએ!!" આ હુકમ સાંભળીને ગુલામો સવાર થઇને અને મકાર ઓરતનાં મકાને જઇને બેપરવાઇથી બેઠાં!! બિચારો આંધળો તો ઝવેરીની દૂકાનપર રાહ જોયાં કરતો હતો કે, બીબી હમણાં આવી લાગશે અને અશરફીઓ પણ સાથે લેતી આવશે!! પરંતુ જ્યારે આ પ્રમાણે રાહ જોતાં સાંઝ પડી ત્યારે ઝવેરીએ અંધાને કહ્યું કે, "જનાબ! તમારૂં મકાન કયાં છે?! હું મારા ગુલામોને ત્યાં મોકલીને તમારી બીબીને જલદી બોલાવી મંગાવું ?!!" બિચારો આંધળો મકાનનું ઠેકાણું નહિ જાણતો હતો તેથી ઝવેરીનો કશો જવાબ આપ્યો નહિ! તેથી ઝવેરીની આંખોમાં ખૂન વરસ્યું અને આંધળાને કહ્યું કે, "ઓ બદફઅલ લુચ્ચા! તું પોતાનાં મકાનનો પત્તો જાણતો નહિ હતો ત્યારે ઝવેરાને તારી ઓરતનાં હાથ આપીને ઘેર કેમ મોકલી આપ્યાં ?! અને હમણાં તારા મકાનની નિશાની પુછું છું, ત્યારે દેખાડતો નથી?! માટે ઓ લુચ્ચા આંધળા! જલદી બોલ!! રાત્રી થવા આવી છે!! તારી ઓરતનું નામ શું છે? અને તારૂં મકાન કયાંછે ?!!"

આંધળાએ જવાબમાં "નન્નો" ભણ્યો કે, હું નથી જાણતો!! ત્યારે ઝવેરીએ ગુસ્સામાં આવીને આંધળાની દાઢી પકડીને તેને એવો તો સારી રીતે મેથીપાક જમાડયો કે, તે કમરમાંથી વાંકો વળી ગયો અને બેશુદ્ધ થઇને જમીન પર પડયો!! જ્યારે થોડી વારે તે પાછો શુદ્ધિમાં આવ્યો ત્યારે વળી પાછો ઝવેરી તેને સારી રીતે સપાટા લગાવવા લાગ્યો અને કહેવા લાગ્યો કે,

**"અબે અંધા મુજહે ભી કયા દગલબાઝી સે ઠગતા હૈ?**
**સમઝતા નહિ કે વો હું મૈં, જીસે તું યાદ કરતા રૈ!!"**
**"ઠીકાને અપને રેહનેકા, બતાદે જલ્દ તું ચલ કે!**
**વરનાં છુટકા તેરા સમજલે યહાંસે હય મરકે!!"**

આ પોકાર અને શોરબકોરથી શહેરનાં રાહદારીઓ એકઠા થયાં અને મારા મારીનું કારણ પુછ્યું, ત્યારે ઝવેરીએ કહ્યું કે, "આ હરામઝાદો અંધો

મારી દુકાન પર આવીને કેટલાંએક ઝવાહેરો પોતાની ઓરતને આપીને તેની અશરફીઓ લાવવાને બહાને પોતાને મકાને મોકલી દીધી અને હવે તેનાં મકાનનો પત્તો પુછું છું, ત્યારે કહે છે કે, હું નથી જાણતો! આ સાંભળીને સર્વે કોઇ કહેવા લાગ્યાં કે, બિચારો આંધળો મકાન વિષે શું જાણે?! જે પછી સર્વે લોકોએ આંધળાને ઝવેરીની પાસેથી દુર લઇ જઇને એક બાજુએ એકાંતમાં પુછવા લાગ્યાં! ત્યારે આંધળાએ પોતાની સ્વિસ્તર હકિકત કહી સંભળાવી તેવામાં પેલો શહેરનો કોટવાલ પણ આવી પહોંચ્યો. તેની આગળ જઇને પેલા આદમીઓએ સઘળી હકીકત કહી ત્યારે કોટવાલે પેલાં ઝવેરીને અને આંધળાને બાદશાહની નજદીક લઇ જઇને તેને સર્વે બીનાથી વાકેફ કીધો! બાદશાહે તુર્તજ પિછાની લીધું કે, આ કામ પેલી બદકાર-તરકટી ઓરતનું જ છે! જે પછી ખલિફાએ આંધળાને ઝવેરીના સંબંધમાંથી મુક્ત કીધો ત્યારે ઝવેરી ફરિયાદ કરવા લાગ્યો કે, "નામવર જહાંપનાહ! મારા તો બધાં ઝવાહેરો મુફતમાં ગયાં!" બીજી તરફ આંધળો પણ ફરિયાદ કરવા લાગ્યો કે, "બાદશાહ સલામત! મારાં ડગલામાં સીવેલી (૭૦૦) સાતસો સોનામહોરો હતી તે પણ ગઇ!" ખલિફાએ ધુમ હસીને બંન્નેને પોતાની દરબારથી કાઢી મુકયાં! જયારે તે ચુડેલ ચંડાળ તો પોતાને મકાને જઇને પેલાં આંધળાનો ડગલો ફાડીને તેમાંથી અશરફીઓ કાઢી લઇને પોતાની પુત્રીઓ સાથે મોજ શૌખ અને આરામથી સુતી હતી!

## પ્રકરણ ૧૯ મું.

### આશક—માઅશુક!!

ઉપલી ઘટનાને ઘણાંએક દિવસો ગુઝરી ગયાં, ત્યારે વળી પાછી તે ફીતરતી ઓરત આંધળા જેવા કોઇ બિલ્લુ શિકારને માટે મકાનની બાહેર નીકળી! તેવામાં તેણે બઝારમાં જોયું કે, એક દુકાન પર એક ગભરૂ યુવાન પાદશાહી પોષાક પહેરીને બેઠેલો હતો અને તેનાં ચહેરાનું નુર એવું તો ચમકતું હતું કે, તે ગોયા આફતાબ ઉપર ગલબો કરતો હતો! મકાર ઓરતને ખબર હતી કે, એક અબુનપારા નામનો શખ્શ ખલિફાનો હમનશીન હતો અથવા તેની મોહબતમાં બેસવાવાળો હતો! તે એક સ્વરૂપવાન સુંદરી પર આશક હતો!

માટે અબુનપારાનાં જોવામાં આવે તેવી રીતે તે તે સુંદરી આગળ ગઇ અને તેને સલામ-અલયકુમ કીધી ! સલામનો જવાબ આપતાં તે નવયોવના બોલી કે, " તું કાંઇ પણ હાજત રાખતી હોય તો મને કહે ! મકાર ઓરતે તેને ઇશારત કરીને સમજાવ્યું કે, "તારી ખિદમતમાં જે આદમીઓ હાઝેરછે, તેને રજા આપી દે ! જેથી તે નાંઝનીન ઉઠીને તે મકાર ઓરતની સાથે એકાંતમાં ગઇ, તે વખતે તેણે કહ્યું કે, " પેલો દુકાન પર બેઠેલો યુવાન ખૂબસુરત મર્દ તારા ગોરાં અને સ્વરૂપવાન ચહેરા પર મરી ફિટયો છે ! અને તારા સિવાય બીજી માઅશુકનો શોખ રાખતો નથી ! એ મર્દ અને તું બેટી એ બંન્નેનું એવું તો આશક માઅશુકનું સરસ જોડું છે, કે જેથી તમો બંન્ને અન્યો અન્ય મેળાપ કરીને સુનેરી છત્રી પલંગો પર પ્યારની ખુશ ગુફ્તેગો કરતાં જ્યારે લેટશો ત્યારે ગોયા એક રૂહ એક સાથે બેહિસ્તમાં લેટવા બરોબર છે ! કારણ કે-તારાં ખાનદાન કરતાં તે ઘણાં મોટાં અને આબરૂદાર ખાનદાનનાં કુટુંબનો નામચિન નબિરો છે ! ઉપરાંત તે બાદશાહને લાયેકનો પોષાક પેહરનારો હોવાથી તારાંજ લાયકનો ભરથાર છે ! તેણે મને તારી ખિદમતમાં ઘણી આજેઝી સમેત મોકલી છે ! એક વર્ષ થયાં તેણે તારાં ઇશ્કમાં દિલ લગાડ્યું છે, અને તેમ કરતાં તે તેમાં સખ્ખી બેકરાર અને હૈરાન છે ! કારણ કે શારિરીક બિમારી કરતાં દિલની વધારે સખ્ત હોય છે ! "

તે નવયૌવનાએ પોતાનાં પ્યારાનો આવો પવિત્ર પ્રેમ જોઇને હા પાડી ! ! ત્યારે મકાર ઓરતે કહ્યું કે, "પ્યારી બેટી ! હું તારાં હેતવંતા પ્યારા જીગરજાન અને હેતનાં કટકાને તારી સેવામાં હાઝેર કરૂં તો તું મને તેનાં બદલામાં શું આપી શકશે ? ! " તે નવયુવાન નાંઝનીને બદલામાં તેને ઘણું નાણું આપવાનું કબુલ્યું, જેમ કરતાં તેણે કહ્યું કે, "હું મારા પ્રિતમનાં વિયોગના વિરહમાં સખ્ત બેકરાર છું ! અહો ! મારો પ્યારો મને ક્યારે આવીને પોતાની પ્યારી ગોદમાં લઇને આલિંગન દેશે ? ! અને મારા હંમેશના દીલની મુરાદ અને આયુષ્ય ભરનાં અરમાન અથવા કોડ પૂરાં પાડશે ? ! "

**"કોન કરે પુરી સિવા તેરી મુરાદે મેરી,**
**તુમ હય ગર દિલદાર તો, માઅશુક મૈં હુંગી તેરી"**
**"સતાતી હમકો હૈ હર બાર જુદાઇ તેરી,**
**તુજહેભી યાદ આતી હૈ કંઇ ઉલફત મેરી"**

ઉપલી લીટીઓ લલકારવામાં તે એવી તો મશગુલ થઇ ગઇ હતી કે, જ્યારે તેનો ગાવાનો નિશો ઉતર્યો, ત્યારેજ માત્ર તેને જણાયું કે, મકાર ઓરત ત્યાં આગળ હતી પણ નહિ!

તે નાંઝનીન પાસેથી મકાર ઓરત પેલાં ખૂબસુરત યુવાન પાસે ગઇ અને કહેવા લાગી કે, "તને એક ભેદની છુપી બાબત કહેવાની છે! તેથી તારા કાન આગળ મોં રાખીને મને બોલવાની રજા છે?" એવું કહીને તેણે તેજ વખતે પોતાનું મોઢું તે યુવાનના કાન ઉપર કીધું! તેથી તે યુવાન ઘણો ગુસ્સે ભરાયો અને મકાર ઓરતને કહેવા લાગ્યો કે, "તું એવી જગ્યાએથી આવી છે કે, હું તને કાંઇપણ સઝા કરી શકતો નથી! જો ત્યાંથી તું આવેલ ન હતે તો હું તને એવી તો સઝાએ પહોંચાડતે કે, તમામ દુનિયા તેથી નસીહત પકડતે!" આમ થવાથી મકાર ઓરત શરમિંદી થઇ અને તે યુવાન આગળથી પાછી ફરીને પેલી સુંદરીના મકાન તરફ ચાલતી થઇ!

હવે, અખુનપારાનું તથા તે નાંઝનીનનું મકાન બન્ને સામસામી હતાં. અખુનપારો મકાર ઓરત પર નઝર કરતો હતો અને તે નવયૌવના તથા મકાર ઓરત અને યુવાન વચ્ચે ચાલેલી વાતચિત તે સાંભળ્યાં અને જોયાં કરતો હતો, તેથી અખુનપારો પોતાનાં દીલ સાથે કહેતો હતો કે, વખતે એ ઓરતને ખબર બરોબર હશે! અને તેથી મારૂં કામ થશે! આ પછી અખુનપારો મકાર ઓરતની પાછળ જઇને તેને બોલાવીને પુછવા લાગ્યો કે, "તું એ યુવાન બેટી સાથે શી મસલત કરીને આવી છો?!" મકાર ઓરતે જવાબ આપતાં કહ્યું કે, "હું તેની દાઇ છું!! તે બેટીએ કેટલાંક સંદેશાઓ મોંએ કહ્યા છે તે હું તમને કહું છું," આ વાતથી ખુશી થઇને અખુનપારાએ તેને પગે લાગીને માફી માંગતા કહ્યું કે, "મારો જાન તે સ્વરૂપવાન સુંદરી પર કુરબાન કરૂં કે એ બેટી મારી ચસ્મોનો ગોયા સુરમો છે!"

મકાર ઓરતે અખુનપારાને કહ્યું કે, "મારી બેટી એમ કહેતી હતી કે–તે યુવાન મર્દની ઇચ્છા ન હોયતો તારી નઝરમાં આવે તેવો પિયારો પિયુડો જલદીથી શોધી લાવ" આ સાંભળીને અખુનપારો બીજી વખત મકાર ઓરતને પગે લાગ્યો અને આજેઝી સમેત કહેવા લાગ્યો કે, "કૃપા કરીને તું આ કામ ત્વરાથી કરીને તે મનહરણ મોહિનીને મારી નજદીક લાવ તો

નાણું તો શા હિસાબમાં છે? પરંતુ મારૂં માથું પણ તારી સમક્ષ ધરૂં!

"દર્દે દીલકે વાસ્તે પયદા કીયા ઇનસાનકો,
વરનાં ઇબાદત કે લીયે કુછ કમ ન થે કરૂ બયાં."

ખરેખર! પ્યાર–નિર્મળ અને શુદ્ધ હૃદયનો પવિત્ર પ્રેમ ભલે પછી કદાચિત સ્થૂળ મેલાં હૃદય અને ગંદા દેહથી ખરડાયલો હોય તોપણ આંધળો છે! તેમાં વળી "ગરઝવાનને અક્કલ ન હોય!" તેવાં સુત્રની જ્યાં જમાવટ થતી હોય તો પછી આશક માઅશુકનાં પ્યારનું પુછવુંજ શું? વાંચકો! શું આપને આવા પ્યારનો પરિચય થયો નથી?

મકાર ઓરતનાં માંગવાથી અને મનહરણ માઅશુકનો મેળાપ કરવાની તિવ્ર ઇચ્છાને આધિન અખુનપારાએ તેને થોડુંક રોકડ નાણું તથા યાકુતની વીંટી બક્ષેસ આપી! મકાર ઓરતે નાણા તથા આ વિંટીનો સ્વિકાર કરતાં કહ્યું કે, "તમો તમારા મકાન પર રહેજો, હું ત્યાં આગળ તમારી કલેજાંની કોરને હાઝેર કરીશ!" અખુનપારો આ સાંભળીને ઘણોજ આનંદમાં આવી ગયો અને પોતાના મુકામ પર જઇને રાહ જોતો બેઠો! તે પછી મકાર ઓરત ત્યાંથી રજા લઇને પોતાને મકાને આવી, જ્યાં આગળ તેણે એક કાગળ પોતાના હાથેજ અખુનપારા પર તેની માઅશુકે લખ્યો હોય તેમજ નીચે પ્રમાણે લખ્યો:—

"અય આશક! તમો રખેને ફિકરમંદ થતા! તમારૂં કામ હું ત્વરાથી કરૂં છું! પરંતુ પ્યારા આશક મને પાંચસો દીનારની જરૂર આવી ઉભી છે, તેથી જરાપણ ઢીલ કરતા નહિ! જો કે મારો પિતા તવંગર છે, પરંતુ તેના નાણાં પર મને હાજત નથી! હું તમારા ઉપરજ આશા બાંધી અત્યાર સુધી બેઠી રહી છું! માટે કાગળના જવાબથી મને સરફરાઝ કરજો!

આ પ્રમાણે લખીને અને તે કાગજ લઇને મકાર ઓરત વાયદાના મુકામ પર જઇને અખુનપારા આગળ હાઝેર થઇ અને કહેવા લાગી કે, "તમારી પ્યારી દીલરૂબાએ તમારા પર આ કાગળ લખીને આપ્યો છે!" અખુનપારાએ તે કાગળને તેના હાથમાંથી તુર્તજ લઇ લીધો અને ઘણીજ ખુશાલી વચ્ચે તેને ચુમીને વાંચ્યા પછી મકાર ઓરતને કહ્યું કે, "તારો મારા પર ઘણોજ ઉપકાર થયો!" આમ કહીને તે મકાર ઓરતને પોતાના મકાનની અંદર લઇ ગયો અને તેને ખુરશી પર બેસાડીને પાંચસો દીનાર પોતાની પ્યારી પ્રિતમ માટે તેને આપ્યા અને બીજા પચાસ દીનાર મકાર ઓરતને

પણ બક્ષિસ આપ્યા! જેમ કરતાં તેણે કહ્યું કે, "આ તારા મુબારક કદમ લાવવાનો નાચિઝ બદલો છે, કે જે સિવાય હું મારી દીલચસ્પ દીલરૂબાનો હરગેઝ મેળાપ કરી શકતે નહિ!" આ પછી અખુનપારાએ ખડીયો કલમ લઇને પોતાની માઅશુકને તેના કાગળનો જવાબ નીચે પ્રમાણે વાળ્યો!

"પ્યારી માઅશુક! તારો મેહરબાની ભર્યો મુબારક કાગળ મને મળ્યો. તારા કાગળને ગોદમાં પકડીને ઘણા પ્યારના ઉમળકાથી ચાહ્યું કે, તેને મોટા માન મરતબાની સાથે સર પર ચઢાવું! પછી જ્યારે તેની અંદરનો મઝમુન જાણ્યો ત્યારે માલુમ પડ્યું કે, તેં તારી દાઇ પાસે પાંચસો દીનાર મંગાવ્યા છે! તે તારી દાઇ સાથે મોકલ્યા છે! મારો ઇરાદો પાંચ સોથી વધારે મોકલવાનો હતો. પરંતુ પાછું વિચાર્યું કે, હુકમ વિના વધારે મોકલવા તે વિવેક મર્યાદાથી દુર છે, તેમ જાણી મંગાવ્યા પ્રમાણેજ મોકલ્યાં છે! તો તે તારા પ્યારા દીલબરની ભેટનો સ્વિકાર કરજે!"

**લી૦ તારા દિલનો દિલબર—અખુનપારા.**

આ પ્રમાણે લખીને અને કાગળને લિફાફામાં પેક કીધા પછી અખુનપારાએ તેના પર પોતાની મોહર કરીને તે મકાર-ઓરત અથવા તે દાઇને આપ્યો! જે લઇને તે તરકટી—અને ફીતરતી ઓરત પરબારી પોતાને મકાને જઇને બેપરવા બેઠી! અને અખુનપારાએ આપેલ કાગળને ફાડીને ચુરે ચુરા કરી નાંખ્યો!

જ્યારે આ પ્રમાણે કેટલાક દિવસો ગુઝરી ગયા ત્યારે અખુનપારો દાઇની રાહ જોઇ જોઇને થાકયો, પરંતુ તે દાઇ તો પાછી ફરીજ નહિ! ત્યારે અખુનપારો પોતાના દિલને કહેવા લાગ્યો કે,

"કર ચુકાહું ખત રવાને જો લિખાતા પ્યારસે
ઉસ લિફાફા કા નશાં નઈ કયું મેરી દીલદારસે?"

તે વિચાર કરવા લાગ્યો કે—દાઇને કાંઇ પણ હરકત નડી હોવી જોઇએ! એટલે તે પત્ર મારી મનહરણી માઅશુકને મળ્યો નહિ હશે! માટે લાવને જૂદોજ પત્ર લખીને ગુલામ સાથે પરબારો રવાના જ કરી દઉં! આમ વિચારીને તેણે બીજો પત્ર પોતાની માઅશુક પર લખ્યો! જે નીચે પ્રમાણે હતો:—

"મારી મનહરણી માઅશુક!

મેં તારા માટે પાંચસો દિનાર તારી દાઇ સાથે રવાના કીધા છે, જે પછી પાછો તારો પત્ર નથી, તો તેનું શું પ્રયોજન છે? જો આ સિવાય

બીજી કોઇપણ પ્રકારની જરૂરત હોય તો મને જલ્દીથી ખબર કરજે ! કે જે બસરોચશ્મથી બજાવી લાવીશ !"

**લી૦ તારોજ આશક, અખુનપારા**

અખુનપારાએ આ કાગળના શિરનામા પર મોહર કરીને તેને પોતાના એક ગુલામ સાથે મોકલીને પેલી નવ ાવનાને પહોંચાડયો ! નવયુવાન નાઝનીને પોતાના નાઝુક અને પાતલા હાથોમાં તે પત્ર લઇને વાંચી જોયો ! અને કાગળ પુરો વંચાઇ રહે તે પહેલાજ તેણે ગુસ્સામાં આવીને તે કાગજનાં તેજ વેળાએ ટુકડે ટુકડા કરી નાંખ્યા ! અને ગુસ્સાનાં જોશભર્યા આવેશમાં તુર્તજ એકાંતમાં જઇને તેણે નીચે મુજબ જવાબ ઢસરડી કાઢયો:-

"ઓ બેહુદા ખિયાલના કરનાર ! બુરી દાનતનાં કમબખ્ત ! દિવાનો કેમ થઇ ગયો છે કે પારકી સ્ત્રી પર આવું જૂઠું બોહતાન મુકવાની તું આવી બેશરમી ભરી સરકશી કરે છે ? અફસોસ ! કે તું કયાં અને હું કયાં ? તું દિવાનો કે પાગલ થઇ ગયો લાગે છે ! તારી શું તાકાત છે કે આવો નિર્લજ કાગળ મારા પર લખવાની હિંમત વટિક કરી શકે ? મને તારાં નાણાંની શી જરૂર છે ? મારી પાસે જોઇએ તેટલું પુષ્કળ નાણું ખુદાનું દીધેલું મોવજુદ છે ! તું શું મારા પીતાશ્રીને નથી ઓળખતો ? જો આ બાબતની મારાં પીતાને ખબર પડે તો તને પણ પોતાની દૌલતના દમામી દૌરથી વેચાતો લઇ શકે ! અથવા તો બાદશાહને કહીને શૂળીએ વટિક ચઢાવી દે ! તું મને બદનામ કરવા ચાહે છે ! પરંતુ હવે પછી જો આવી ભૂલ કરશે તો હું તને સારી રીતે સઝાએ પહોંચાડીશ કે, લોકો પણ જુવે અને નસિહત પકડે કે, પારકી ઓરતને બદનામ કરવાનો આવો નતીજો આવે છે ! સર્વેને ખબરછે કે, હું કોઇપણ સ્ત્રી સાથે મોહબ્બત કે સોહબત રાખતી નથી ! તો પારકો માણસ મારૂં નામજ કેમ લઇ શકે ! જો મારા પિતા આ બાબત જાણે તો મને પણ સઝા કરે ! તું હવે પછી મારા પર પત્ર લખી મને બદનામ કરવા અને આવી રીતે બોહતાન મુકી મને ફજેત કરીશ તો યાદ રાખ કે હું તારૂં ઘાણીએ ઘાલીને તેલ કઢાવીશ ! માટે ખબરદાર ચેતતો ચાલજે !"

આ પત્ર લઇને જ્યારે ગુલામ અખુનપારા પાસે આવ્યો, ત્યારે અખુનપારો ખૂબ ખુશીમાં આવી ગયો અને જાણ્યું કે, પ્રથમ લખેલા પત્ર મુજબનો આ પણ હશે ! તેથી તેણે પ્રથમ પત્રને ચુમીને ઉપરની મોહર

ઉખેડી, પરંતુ જ્યારે પત્ર વાંચવા લાગ્યો ત્યારે ધ્રુજ્યો શરમિંદા થયો. આ પ્રમાણે થવાથી તેણે જાણી લીધું કે, આ ફરેબ પેલી ચુડેલ ચંડાળનાંજ છે! અને તેજ આવી ફરેબબાઝી અને હાથતાળી આપી ઠગી જવામાં મુલ્કે મશહુર છે! તેથી અખુનપારો હાય અફસોસ મારતો ખલિફાની આગળ ગયો અને અથથી તે ઇતિ સુધી સર્વે હકિકત કહી સંભળાવી! ત્યારે ખલિફો બહુજ આશ્ચર્ય પામ્યો અને દાંતમાં આંગળી પકડીને તેને કહ્યું કે, " એ મર્દો! તમો કોશેશ કરો! અને તેને પકડીને મારી સમક્ષ લાવો કે, હું તેને શુળીએ ચઢાવી દઉં!"



## પ્રકરણ ૨૦ મું.



### દગલબાઝી!



" દગલબાઝી દમામી દંભ, દોરંગ દુનિયા દેખી!
સુનીતિ પર પુરી પ્રીતિ, "નુરાની" નહિ જરી પેખી!"

એક દિવસ મકાર ઓરતે એક મર્દનો વેશ લીધો અને સુફેદ દાઢી બાંધી તથા તસ્બી પોતાની ગર્દનમાં નાંખીને લાકડી હાથમાં લઇને બાહેર આવી ત્યારે તેણે એક મોટા વ્યાપારી શરાફને બજારની એક દુકાન પર બેઠેલો જોયો.

" લીયે હુઇ હાથ મેં તસ્બી લગાયે દાઢી મુંછો કો,
ચલી બાઝાર કે અંદર, બદીસે બાદ હો કર વો!"

આ વ્યાપારી ઘણોજ માલદાર હતો અને બેશુમાર ઘરેણાંઓ પોતાની દુકાનમાં રાખતો હતો. તેની આગળ એક પેટી મુકેલી હતી, તેમાં શેહેરનાં આદમીઓનું ઝરીયાન અને સોનું રૂપું વિગેરે મુકતો હતો. આ શરાફ પર મકાર ઓરતની નઝર ગઇ. તેથી તે જલદીથી પોતાને મકાને પાછી ફરીને પોતાની બેટીને ફરેબ શીખવીને તેને એક પેટીમાં બેસાડી! અને મકાર ઓરત તે પેટીને પોતાની પીઠ ઉપર ઉઠાવીને તે વ્યાપારીની દુકાન આગળ લઈ ગઇ, ત્યારે સાંઝનો વખત થઇ ગયેલો હોવાથી શરાફ પોતાની દુકાન બંધ કરતો હતો. આ વેળાએ મકાર ઓરતે તેની આગળ જઇને સલામ

કીધી અને કહ્યું કે, " હું પરદેશી મર્દ છું ! અને હમણાંજ તમારા શહેરમાં આવ્યો છું ! તેથી આજની રાત્રી એક મસજીદમાં હું આરામ કરીશ, પરંતુ મારી માલમત્તા આ પેટીમાં છે, તેથી હું ડરૂં છું કે, રખેને કોઇ ચોર ચોરી લઇ જાય ! માટે મહેરબાની કરીને મારી પેટી તમારી દૂકાનમાં રાખશો તો તેમાં તમારી નેકનામી કહેવાશે ? સહવારે જે વખતે તમો દૂકાને આવશો તે વખતે હું પણ આવીશ અને મારી માલમત્તા લઇ જઇશ ! " આ પ્રમાણે જ્યારે તે ફીતરતી ઓરતે કેટલાક કાલાવાલા કીધા ત્યારે શરાફે તેમ કરવા કબુલ કીધું ! અને મકાર ઓરતને કહ્યું કે, " તું ઉપર ચઢીને પેટીને દૂકાનની અંદર મુકી આવ ! " મકાર ઓરતે ઉપર ચઢીને દૂકાનમાં પેટી મુકી દીધી ! જે પછી તે શરાફને દુઆ દેતી પોતાને મકાને પાછી ફરી ! જ્યારે મધરાત્રી થઇ અને સર્વે આદમીઓ ગાઢ નિદ્રામાં પડયા ત્યારે મકાર ઓરતની પુત્રી :પોતાની માતાનાં શિખવ્યા પ્રમાણે પોતે તે પેટીમાંથી બાહેર નિકળી પડી ! અને શરાફની દૂકાનની પેટી ઉઘાડીને જે કંઇ પેટીમાં ઝરીયાન અને સોનું રૂપું વિગેરે સામાન હતો તે પોતાની પેટીમાં નચિંતપણે મુકી આપ્યો અને પછી પાછી પોતાની પેટીમાં બેશી ગઇ ! જ્યારે સહવારનાં શરાફે પોતાની દૂકાન ખોલી ત્યારે બુઝૉગ મર્દનાં લિબાસમાં સજ્જ થયેલી મકાર ઓરત હાઝેર થઇ અને તેને દુવા દેવા લાગી ત્યારે તે શરાફ દૂકાનદારે તેની પેટી ઉંચકી જવાનું કહ્યું ! મકાર ઓરતે તે દૂકાનમાં જઇને પોતાની પેટી પાછી પીઠ પર ચડાવી લીધી ! અને શરાફનાં વખાણ કરતી પાછી પોતાને મકાને ગઇ ! અને પોતાની પુત્રીને તથા ઝરીયાન વિગેરે સરસામાનને પેટીમાંથી બાહેર કાઢી લીધો !

પેલી તરફ જ્યારે શરાફે પોતાની ઝરીઆન વિગેરેનાં અમુલ્ય કીંમતી દાગીનાઓની પેટી ઉઘાડી, ત્યારે તે તદ્દન ખાલી માલુમ પડી ! આની મોટી રકમની ચોરી અને દગલબાઝી પોતાની દૂકાનમાં થવાથી શરાફ પોકાર અને ફરિયાદ કરવા લાગ્યો ! અને જબરો શોરબકોર મચાવી મુકયો ! જે સાંભળીને ઘણાં માણસો એકઠાં થઇ ગયાં ! અને કોટવાલને પણ ખબર થવાથી તે પણ આવી પહોંચ્યો ! તેણે શરાફની સર્વે બાબતથી વાકેફ થયા પછી કહ્યું કે, " એ નાદાન અને તરકટી ઓરતનો હેવાલ તને માલૂમ નથી કે તમામ શહેર તેના મકર અને ફરેબના ફાંદામાં ફસાઇ પડયું છે, અને તેથી સઘળા તેનાથી ત્રાહે ત્રાહે પોકારે છે ! આ પછી તે કોટવાલ તે દૂકાનદાર શરાફને ખલિફાની ખિદમતમાં લઇ ગયો અને તેના હેવાલની

સર્વે બાબત બાદશાહને કહી સંભળાવી ! આ ફરિયાદ સાંભળીને નામવર ખલિફા સાહેબે હુકમ કીધો કે, " શહેરમાં તમામ ઠેકાણે ઢંઢેરો પિટાવો કે, આ મકાર ઓરતના ફરેબ અને તરકટી પ્રપંચોથી કોઇ પણ નચિંત ન રહેજો ! પરંતુ ચેતતા ચાલીને કામ પાડજો ! અને તેને શોધી-પકડી લાવીને અમારી હુઝુર હાઝેર કરો કે તમામ ખલકનો કીનો લઇએ ! "



## પ્રકરણ ૨૧ મું.



### ફરેબ !



બીજે દિવસે જ્યારે આફતાબ રોશન થયો ત્યારે મકાર ઓરતની પુત્રીઓએ પોતાની માતાને કહ્યું કે, "અમોને ઉંચા મોતીઓ જોઇએ છે ! માટે તજ વીઝ કરીને અમારા માટે લાવ !" મકાર ઓરતે પોતાની પુત્રીઓને લાડ લડાવતાં કહ્યું કે, "મારી પ્યારી લાડલીઓ ! તમો ખુશ ખુશાલ રહો ! હું તમારા માટે સાચાં મોતીઓ લાઉં છું !" આમ કહીને તે ઉઠીને એક હઝાર (૧૦૦૦) પિત્તળની ખોટી અશરફીઓની એક કોથળી તથા બીજી સુનાની કોથલી ભરી લીધી ! જે લઇને અને નકશીદાર ચાદર પોતાના માથા પર ઓઢીને તે શહેર તરફ ચાલી.

જ્યારે ઝવેરી બઝારમાં પહોંચી ત્યારે એક બુઝોર્ગ ઝવેરી પાસે ગઇ અને સલામ કરીને કહ્યું કે, "હું ખલિફાની શાહઝાદીની દાઇ છું ! અને હઝાર અશરફીઓનાં સારાં ઉમદા મોતીઓ મને જોઇએ છે ! અશરફીઓ સાથેજ લાવેલ છું, માટે બે અમુલ્ય અને ભારી મોતી હોય તે આપો અને તેની રોકડ કિંમત લઇ લો !" ગ્રાહકનાં ઓરડરથી ઝવેરી મોતી બાહેર લાવ્યો અને ભાત ભાતનાં ઘણાં મોતીઓ મકાર ઓરતના હાથમાં આપ્યાં ! મકાર ઓરતે જે ઉંચી કિંમ-તનાં મોતી હતાં, તે જૂદાં કરીને તેની કિંમત એક હઝાર અશરફીઓ ઠરાવી ત્યારે તેણે સોનાની અશરફીઓ ઝવેરીને ગણી આપી ! ઝવેરીએ અશરફીઓ તપાસી જોઇ અને કોથળીમાં મુકી, જે પછી મકાર ઓરતે કહ્યું કે, "આ મોતીઓ ખલિફાની શાહઝાદી માટે મેં ખરિદ કીધાં છે, જો તેને પ્રસન્ન નહિ આવે તો પાછાં લાવીશ ત્યારે તમારે હુજ્જત કરવી નહિ !

ઝવેરીએ જવાબમાં કહ્યું કે, "તમો તમામ અશરફીઓને કોથળીમાં ભરીને તે પર પોતાની મોહર કરો અને ખલિફાની શાહઝાદી મોતીઓ પ્રસન્ન કરે તો બહેતર છે, નહિંતર પાછાં આવીને પોતાની અશરફીઓ પાછાં લઇ જજો !"

આ પ્રમાણે કહેવાથી મકાર ઓરતે ઝવેરીની પાસેથી નાણું લઇને પાછાં ગણી જોયાં અને પોતાની ચાતુર્યતા ભરેલી ઝડપ અને ચાલાકીથી તે કોથળીને પોતાની બાંહેમાં ઉતારી દીધી અને પિત્તળની અશરફીઓવાળી કોથળી બાહેર કાઢી ઝવેરીને સોંપી દીધી ! જે પછી મકાર ઓરત તમામ મોતીઓ તથા સોનાની પેલી અશરફીઓની કોથળી લઇને પોતાને મકાને રવાના થઇ ગઇ અને તે બધાં મોતીઓ પોતાની પુત્રીઓને વહેંચી આપ્યાં.

જ્યારે સમી સાંજ થઇ ત્યારે ઝવેરી ઘણો ખુશી થયો અને વિચાર કરવા લાગ્યો કે, ખલિફાની શાહઝાદીએ મોતીનાં દાણાં પ્રસન્ન કીધાં હશે તેથી લાવને હવે હું આ નાણાંને ઉપયોગમાં લઉં ! આમ વિચાર કરીને જ્યારે તેણે પેલી કોથળીનું મોં ખુલ્લું કીધું ! ત્યારે તેની ઘણી અજાયબી અને અફસોસી વચ્ચે જણાયું કે, આ તો પિત્તળની અશરફીઓ છે ! આવી સુફેદ ઠગબાજી થવાથી તેનાં મગજમાંથી ધુંઇ નીકળી અને તે રડવા અને ફરિયાદ કરવા લાગ્યો ત્યારે સર્વે રાહદારીઓ અને પેલો કોટવાલ હાઝેર થયો. જેઓને ઝવેરીએ પોતાનો અહેવાલ દિલ ખોલીને કહ્યો ! જે પછી તે ખોટી અને પિત્તળની અશરફીઓની કોથળી અને પેલા ઝવેરીને ખલિફાની ખિદમતમાં લઇ જવામાં આવ્યો જ્યાં તેણે સર્વે બીના કહી સંભળાવી ત્યારે ખલિફો ઘણો ગમગીન અને પરેશાન થઇ કહેવા લાગ્યો કે, "એ રાંડ જબરી ફરેબબાઝ મળી છે ! કોટવાલને ઘણા આદમીઓ તેની તલાશમાં રાખવાનું કહેવા છતાં પણ તે બદકાર દગલબાઝ ઓરતને નથી પકડી પાડી શકતો તે શું છે ?

## પ્રકરણ ૨૨ મું.

### ખુદાએ તઆલાના ફિરસ્તાઓ !

એક દિવસ જ્યારે મકાર ઓરત પોતાની પ્યારી પુત્રીઓ સાથે ખુશ ગુફતેગોમાં ગિરફતાર હતી, ત્યારે તે તેઓને કહેવા લાગી કે "મારાં પ્યારાં

ફરઝંદો ! આજ સુધીમાં મેં દિવસનાં ભાગમાં તો ઘણાંજ બહાદુરી ભર્યાં પરાક્રમો કરી બતાવ્યાં, પરંતુ હવે હું જોવા માગું છું કે, રાત્રીનાં પણ આવાં પરાક્રમો મારા હાથથી થઇ શકે છે કે નહિ ?" આવું કહ્યાં પછી તે રાત્રીના કોઇ શિકારની શોધમાં મકાનથી બાહેર નીકળી પોતાનાં બદનમાં કંઠી પહેરી તથા ફાંદો લીધો અને હાથમાં તેજદાર ખંજર લઇને રસ્તે પડી ! મધરાત્રી થતાં સુધી પણ તેનાં હાથમાં કોઇ શિકાર સપડાયો નહિ ! તેથી તે એક કબરસ્તાન તરફ રવાના થઇ ! જ્યાં આગળ દ્રષ્ટિ દોડાવતાં તેને એક ઉજડ મકાન નઝરે પડ્યું ! જેમાં રોશની પ્રકાશતી હતી ! તે વૈરાન મકાન તરફ ગઇ અને એક સુરાખમાંથી નઝર કરીને જોયું તો જણાયું કે વીશ મર્દ—ચોરો બેઠા છે ! અને ઘણી એક માલમતા ત્યાં પડેલી છે, જેની તેઓ આપસ આપસમાં વ્હેંચણી કરી લીએ છે ! આવો તમાશો જોઇને તે જલ્દીથી પોતાને મકાને પાછી ફરી અને પોતાની પુત્રીઓ તથા જમાઇઓને કહ્યું કે, "સર્વે કોઇ જલદીથી કાળી ચાદર ઓઢી લો અને હાથમાં આગીયા તેલનો શીશો લઇ લ્યો !" મકાર ઓરતના કહેવાનો તુર્તજ અમલ થયો ! જયારે તેઓ તે વૈરાન મકાનની નઝદીક પહોંચ્યા ત્યારે પોકાર અને શોર મચાવવા લાગ્યાં ! અને તે મકાનની અંદર પુર ઝડપ અને વેગથી દોડી ગયાં ! આવો એકાએક ગભરાટ અને દોડાદોડી થવાથી તમામ ચોરો ગાભરા બની ગયા ! આ પછી તેઓએ તે મકાનને આગ લગાડી દીધી ! તેમાં કેટલાક ચોરો પણ બળી મૂવા અને બાકીનાઓ તો તે મકાનમાંથી જેમ ફાવ્યું તેમ ડરના માર્યા ધ્રુજતાં ધ્રુજતાં તે જંગલ તરફ નાઠા અને આપસ આપસમાં વાતચિતો કરવા લાગ્યા કે, "આ કોઇ (ખુદાએ તઆલાના ફિરિશ્તાઓ હશે !" ચોરો નાશી ગયા પછી મકાર ઓરત નચિંતપણે તમામ માલમતા ઉપાડીને પોતાને મકાને લઇ ગઈ !



## પ્રકરણ ૨૩ મું.



## તબીબની બહેન !



એક વખતે મકાર ઓરત બદન પર અંગરખો પહેરીને તથા હાથમાં લાકડી લઇને બાહેર ચાલી, તેટલામાં એક યાહુદી પોતાના મકાનથી બહાર નીકળ્યો તેની સ્ત્રી ગર્ભવંતી હોવાથી તે તબીબને બોલાવવા માટે જતો

હતો. તે અર્ધે રસ્તેથી ફર્યો અને દરવાજા આગળ પોતાની બાંદીને હાંક મારીને કહ્યું કે, "હું બીબીને માટે તબીબને બોલાવવા જાઉં છું! તું પેલી સુન્નાની થેલી જે મારા પલંગ પર પડી છે, તે લઇને નાની પેટીમાં મુકી દેજે!" આ સર્વે એક ખૂણામાં ઉભેલી મકાર ઓરતે સાંભળ્યું, તેવીજ તે એક ગાંધીની દુકાને ગઇ અને ત્યાંથી બેશુદ્ધિમાં લાવવાનું ઓસડ ખરીદ કરી લીધું! અને જલદીથી પોતાને મકાને ગયા પછી પોતાની પુત્રીને બાંદીનો લિબાસ પહેરાવીને પોતાની સાથે લઇ ચાલી! જે પછી તેઓએ પેલા યાહુદીના મકાનનો દરવાજો ખખડાવ્યો ત્યારે યાહુદીની બાંદીએ આવીને દરવાજો ખોલ્યો, ત્યારે મકાર ઓરતે કહ્યું કે, "હું કરીમબક્ષ હકિમની બહેન આવી છું!" આ સાંભળીને યાહુદીની સ્ત્રી બાહેર આવી અને તેને હેતથી બગલમાં પકડીને પોતાનાં મકાનની અંદર લઇ જઇને તેને માન ઇઝ્ઝતની સાથે સારે આસને બેસાડી! જે પછી મકાર ઓરતે કહ્યું કે, "ઓ બીબી! તું જલદી કર! તારો શવહર દવા બનાવવા માટે બેઠો છે, તેથી તેણે મને એક નાણાની થેલી જે બાંદીએ નાની પેટીમાં મુકી છે, તે લેવા મોકલી છે! તે થેલી તારા મર્દે તાકીદે મંગાવી છે, માટે પહેલા તે થેલી મારી આ બાંદીને આપ કે તે તારા મર્દને જલદીથી આપીને આવે અને હું તારી દવા કરવામાં મશગુલ થાઉં!"

આ સાંભળીને તે યાહુદીની ઓરત તુર્તજ ઉઠી અને તે નાણાની થેલી લાવી આપીને મકાર ઓરતને આપી! જે લઇને તેણે પોતાની પુત્રીને સ્વાધીન કીધી અને પરબારી પોતાને મકાને રવાના કરી દીધી! જે પછી ફરેબ કરીને તે ફીતરતી ઓરતે યાહુદીની સ્ત્રીને કહ્યું કે, "તું ચતીપાટ સુઇ જા! હું તારા શરિરને બરોબર તપાસીને દવા દઉં!" જે પછી તે બિચારી લાંબા પગ કરીને સુતી ત્યારે મકાર ઓરતે તેના પેટ પર પોતાનો હાથ મુકયો અને કહ્યું કે, "ઓ બીબી! તારો હાલ બહુ અજબ છે! અને દર્દ પણ બહુ હઠીલું અને કઠિન છે! પરંતુ તને મારા હાથથી આરામ થશે એવી મને ખાત્રી રહે છે! જે પછી તેણે યાહુદીની સ્ત્રી પાસેથી જુનો શરાબ મંગાવ્યો, જે તેણે તુર્તજ તેની પાસે હાજર કર્યો, ત્યારે જે ઓસડ મકાર ઓરતે ગાંધીને ત્યાંથી વેચાતું લીધું હતું તે તે શરાબની અંદર મેળવી નાખ્યું અને તે શરાબની અંદર બરોબર મળ્યા પછી અને એક રસ થયા પછી તેણે તેનાં યાહુદીની સ્ત્રીને પ્યાલા પર પ્યાલા પાઇ દીધાં!

જે પછી યાહુદીની બાંદીએ પણ મકાર ઓરતને કહ્યું કે, "બહેન મારી પણ દવા કરો તો સારૂં! કારણ કે, મને પણ ફરઝંદની ખાહેશ છે! માટે તે દવા મને પણ આપો કે મારી તે ઉમેદ બર આવે! આ સાંભળીને મકાર ઓરતે તે ઓસડનાં કેટલાંક બાકી રહેલાં ટીપાંઓ તે બાંદીને પણ આપ્યાં! શરાબમાં અદભૂત ઓસડની આ મીલાવટથી તે યાહુદીની સ્ત્રી અને તેની બાંદી પણ સાથે બેહોશ થઇ ગઇ! આ પછી તે ફીતરતી ઓરત પોતાને મકાનેથી પોતાના જમાઇઓને બોલાવી લાવીને તે યાહુદીને મકાને પાછી આવી! અને ઘરમાં જે કંઇ હતું તે સર્વેની ઉઠાંતરી કરી ગઇ! ગોયા યાહુદીના તે મકાનને તળીયા ઝાટક કરી નાખ્યું! જ્યારે યાહુદી ઘરે આવ્યો ત્યારે પોતાની ઓરત અને બાંદીને બેભાન અવસ્થામાં પડેલી જોઇ! અને ઘરનો તમામ સરસામાન બરબાદ અને ગૈબ થયેલો જોયો ત્યારે પોકાર મારીને પુછ્યું કે, "તમારો આવો હાલ કોણે કીધો?" ત્યારે તેની સ્ત્રીએ યાહુદીને કહ્યું કે, "હમણાં તમે પેલા તબીબની બ્હેનને મોકલી હતી તેણે અમારી દવા કીધી છે! યાહુદી આ જવાબથી જ્યાદા અજબ થયો અને પુછવા લાગ્યો કે, "ખુદા શાહેદ છે કે, મેં કોઇને પણ મોકલી નથી! તેમજ એ બાબતની મને પોતાને કંઇ પણ માહિતી વટિક છેજ નહિ!" આ સાંભળીને તેની ઓરતે અશરફીઓની થેલી રસ્તામાંથી મગાવી હતી તે વાત યાહુદીને કહી ત્યારે તેણે જબરો પોકાર કરી મુકયો! અને હાય અફસોસ કરતાં ખલિફાની કચેરીમાં કોટવાલ સાથે ગયો! પરંતુ લાઇલાજ! આરોપી—ચોર સિવાય સઝા કોણુને કરવી!

---

## પ્રકરણ ૨૪ મું.

### માઅશુકને મળવા.

એક દિવસે મકાર ઓરતે પરદેદાર ઓરતની જેમ ચાદર ઓઢીને પોતાનો ચહેરો ઢાંકયો અને માથું નીચું નમાવીને બાહેર ચાલી! જેમ કરતાં તે એક શરાફનાં મકાનનાં દરવાજા નજદીક પહોંચી અને જોયું તો ત્યાં ભાતભાતના બિછાનાએ બિછાવેલાં હતાં, અને મકાનના ઓટલાઓ

સુંદર રીતે બાંધેલા હતા. જે ઉપર એક ખુબસુરત ચહેરાનો યુવાન બેઠેલો હતો અને પાસે નાણાંની થેલી પડેલી હતી. તેવામાં મેહબુબ નામની એક સ્વરૂપવાન નવયુવાન નાંઝનીન સરોનાં ઝાડ જેવાં કદની ગુલાબી ગોટ સમાન ગાલો પર ગુલાબી લાલીની છાંટવાળી એકાએક નઝરે આવી। ધીમી પરંતુ હંસની ચપળ ચાલથી ચાલી જતી મેહબુબ તે યુવાન શરાફની આગળથી પસાર થઇ ગઇ। જેને જોવાથી તે યુવાનનું જીગર ઝખમી થઇ ગયું। અને તેને ઇશારત કરીને સમજાવી. પરંતુ તે નાંઝનીન કાંઇ પણ બોલ્યા સિવાય ત્યાંથી ચાલી ગઇ। આ મામલો પેલી નાપાક ફીતરતી ઓરતે નિહાળ્યો। તેથી પેલા શરાફની નજર પડે તેમ તે પેલી મેહબુબ પાસે ગઇ અને સલામ કરી ઉભી રહી। અને તે નવયૌવનાને મન ગમતી શૃંગાર રસની વાતો છેડવા લાગી ગઈ। અને તેમ કરતા કહેવા લાગી કે, "તારી જુદાઇમાં હું ઘણીજ બળું છું। કારણ કે તું આજે અબુલફાઝલની પુત્રી જણાય છે।" તેણે આનો જવાબ વાળતાં કહ્યું કે, "અલબત્તા અબુલફાઝલની હું બેટી છું."

મકાર ઓરત જ્યારે તેની સાથે વાતચિત કરતી હતી; ત્યારે પેલો યુવાન–તેનો આશક–તેના તરફ જોયા કરતો હતો તેથી મકાર ઓરત તેને પોતાના હાથથી ઇશારત આપી સમજાવતી હતી કે, આ નખરાબાઝ નાંઝનીનને તારી આગળ લાવીશ ! જે પછી તે ત્યાંથી ચાલી ગઇ। અને મકાર ઓરતે તે યુવાન શરાફ આગળ આવીને તાઅઝીમ કરી ત્યારે શરાફે શર નમાવ્યું। જે પછી મકાર ઓરતે કહ્યું કે, "ઓ યુવાન શરાફ શું તેં આ નવયૌવનાને ગાળો દીધી છે ? તે તો મારી પોતાની પુત્રી થાય છે !"

**શરાફ**—તમારી પુત્રીનું શું નામ છે? અને તમારૂં મકાન કયાં આગળ આવેલું છે! હું તે નાંઝનીનનો જીગરજાનથી આશક થયો છું। તેથી મારો જાન પણ તેના પર કુરબાન છે! મારી ઇચ્છા એવી છે કે, હું તેને કબુલ કરૂં !

**મકાર**—ઓ યુવાન મર્દ! યુવાનીનાં જોશવાળાં વેગમાં રખેને ફાટી જતો! ખબરદાર રહેજે! એ મારી પુત્રી છે। પરંતુ હું નથી જાણતી કે, મારી પ્યારી પુત્રીએ તને કયાં જોયો? કે તારા પર આશક થઇ ગઇ છે? આ માટે તે મને તે જગ્યાએ લાવી છે। અને તે તને મળવાની ખાહેશ

ફરાવે છે! માટે હું ધારૂં છે કે–આ કાર્ય હમણાંજ પુરૂં થઇ જાય! કારણ કે મને એ પુત્રી સિવાય બીજું કોઇ ફરઝંદ નથી! અને તે તારા ઇશ્કમાં હેરાન અને પરેશાન છે! જુવાનીએ તેના વેગવાળાં રોમાંચમાં જોબનની વીજળીનો તાર ગોયા ઝબકાવી દીધો છે! તે તેનાં અંતઃકરણ અને હૃદયને દરેક પળે પિડાવે છે અને રિબાવી મારે છે! મકાર ઓરતે તે યુવાનને સમજાવ્યો કે,–"તું આ જગ્યોએ હાજર રહેજે! હું મારી પુત્રી પાસે જાઉં છું! અને આ કામ સરંજામ પહોંચાડું છું! આ પછી તે પોતાને મકાને ગઇ અને સ્વહસ્તે નીચે મુજબ એક પત્ર લખ્યો:—

"ઐય જીગરજાન!

એક મુદ્દત થયા હું તમારા ઇશ્કમાં દિવાની થઇ છું, માટે તમો મારી માતા સાથે મારી પાસે ચાલ્યા આવજો! મકાન ખાલી છે! અને પવિત્ર પ્યારનો ખુશાલીનો વખત વિતાડવાના અને ઐશો આરામ કરવાના માઅતે બર સાધનો મોજુદ છે! તેથી હઝારો તકલીફ વેઠીને પણ આ તરફ આવવા માટે પાછી પાની કરશો નહિ! ઓ દિલબર! વિયોગી વિરહનો અગ્નિ હવે વધારે વખત મારાથી સહન થઇ શકતો નથી માટે હવે મને બહુ વખત તલસાવશો અને તપાવશો નહિ! કારણ કે,

"દેખું જબ સુરતે મેહતાબ સરીખી તેરી,
ઉસ વખ્ત ખુબ ખુશી હોતી હય તબીયત મેરી."

**લી. તમારાજ ઇશ્કનાં આતશમાં જળતી મહેબુબની બંદગી.**

આ પત્ર લઇને તે ચુડેલ ચંડાળ તે યુવાન શરાફની નઝદીક લાવી! તે યુવાન ઘણીજ ઇન્તેઝારીથી પોતાની માઅશુકની રાહ જોતો બેઠો હતો! તેથી મકાર ઓરતને જોતાજ તે ઘણોજ ખુશીમાં આવી ગયો! મકાર ઓરતે પેલો લખેલો પત્ર કાઢીને તે યુવાનને આપ્યો! જ્યારે તેણે તે ઉઘાડીને વાંચી જોયો ત્યારે તેણે જલદીથી પોતાની બાંદીને બોલાવી અને તેને અશરફીઓની એક કોથળી સોંપતા કહ્યું કે, "જે કોઇ મારી પાઘડી-ની નિશાની લાવે અને જે કંઇ માગે ત્યારે આમાંથી કાંઇપણ આનાકાની કરાવ્યા સિવાય આપજે! તારી બીબી મારા વિષે પુછે તો એમ કહેજે કે–શેઠ પોતાના મિત્રને ત્યાં ગયા છે! અને કદાચિત એમ પણ બનવા જોગ છે કે ત્યાં આગળ રાત્રીભર પણ રોકાઇ જાય? માટે મારી રાહ જોશો નહિ!" બાંદીને ઘટતા હુકમ આપીને તે યુવાન ત્યાંથી ઉઠયો અને

મકાર ઓરતની સાથે રવાના થઇ ગયો! જે પછી મકાર ઓરત–જે ગલીઓમાં પરદેહાર ઓરત રહેતી હતી તેમાંની એક ગલીમાં તે યુવાનને લઇ ગઇ! અને એક મકાનનો દરવાજો ઠોકયો અને પેલા યુવાન શરાફને દુર ઉભો રાખીને પેલી પરદેહાર ઓરતને કહ્યું કે, 'એય નેક ખસલતની ઓરતો! કુવામાંથી તાજું પાણી કાઢવાની મારી ઇચ્છા છે! માટે જરા ડોલ અને દોરડા આપવાની મેહેરબાની કરશો તો એહસાન થશે!" આ સાંભળીને પેલી ઓરતોએ દોરડું તથા પાણી ભરવાની ડોલ મકાર ઓરતનાં હાથમાં આપી! આ લઇને મકાર ઓરત કુવા પાસે ગઇ અને પાણી ભરવાનાં બહાને તેણે જાણી જોઇને એ ડોલને કુવાની અંદર નાખી દીધી! જે પછી ઢોંગ કરીને કહેવા લાગી કે, "મારા હાથે આ ઓરતનો માલ કુવામાં પડી ગયો છે! માટે જલ્દીથી મારા ફરઝંદને અહિંઆ બોલાવીને તેને કુવામાંથી બાહેર કઢાવો!" આ પછી તે મોટા અવાઝે પેલા યુવાન શરાફને કહેવા લાગી કે, "ઓ ફરઝંદ! તું અહિંઆ આવ? કારણ કે પેલી પરદેહાર ઓરતો બાહેર આવી નહિ શકે! જો! પ્યારા ફરઝંદ! મારા હાથથી તેઓની ડોલ આ કુવાની અંદર પડી ગઇ છે! માટે મહેરબાની કરીને તું આ કુવાની અંદર ઉતરીને તે ડોલને બાહેર લાવ કે પછી આપણે આપણી તરશને છિપાવીને મારી બેટી પાસે જઇએ!" ગરજ તથા ઇશ્કનો માર્યો અને માઅશુકને મળવાની તીવ્ર ઇચ્છાથી આંધળો થયેલો યુવાન શરાફ મકાર ઓરતનાં કહેવાથી અંદર ઉતર્યો! જે પછી તે શેતરતી ઓરત તે યુવાનનાં કપડાં લઇને ત્યાંથી રવાના થઈ ગઇ! અને દોડતી દોડતી તે શરાફને ઘેર જઇને તેની બાંદીને પાઘડી દેખાડીને કહ્યું કે, "તારા શેઠે આ નિશાની આપી છે! અને તને જે સુન્નાની થેલી આપી છે, તે જલદીથી મંગાવે છે!" બાંદીએ પાઘડી લઇને તે સોના મોહરની કોથળી આપી દીધી! જે લઇને તે મકાર ઓરત પોતાના મકાન તરફ ચાલતી પકડી ઘેર જતા રસ્તામાં અધવચ્ચે વિચાર આવ્યો કે યુવાન શરાફની પાઘડી ઘણી સારી છે! માટે તે પણ હાથથી જવા દેવી જોઇએ નહિ! તેથી તે રસ્તામાંથી પાછી ફરીને બીજી વખત તે યુવાનનાં મકાને જઇને તેની બાંદીને કહ્યું કે, "તારા શેઠે કહેવરાવ્યું છે કે–તેં પાઘડી તો ઘરે રાખી દીધી! તો તે સિવાય હું ઉઘાડે માથે ઘર આગળ કેવી રીતે આવી શકું? માટે મને જલદી પાઘડી આપી દે કે હું તેઓને પહોંચાડી આવું!" આવી હકીકત સાંભળીને બાંદીએ પાઘડી પણ પાછી આપી દીધી! આ પ્રમાણે મકાર

ઓરત તે યુવાનનાં સઘળાં કપડાં તથા સોના મોહરની પેલી થેલી લઇને પોતાને મકાને આવીને બેપરવાઇથી એશો-આમ કરવા લાગી!

## પ્રકરણ ૨૫ મું.

### કુવામાંથી કાઢયો!

પેલી તરફ જ્યારે કેટલોક વખત પસાર થયો ત્યારે પેલા બિચારા ફસી પડેલા યુવાન શરાફે કુવામાંથી પોકાર ઉઠાવ્યો કે, "કોઈ મને કુવામાંથી કાઢો રે!" આ પોકાર સાંભળીને પેલી ગલીઓમાંની પરદેદાર ઓરતો દોડી આવી! અને ઉપરથી દોરડું કુવામાં નાખીને તે જવાનને બાહેર ખેંચી કાઢયો! ત્યારે તે પરદેદાર ઓરતોએ કહ્યું કે, "અય જવાન! તારી માતા કયાં ગઇ? અજબ જેવું છે કે તારી માતાએ તારા પર કાંઇ માયા મ્હેમ ન કરતાં આવી રીતે તને ગફલતીમાં કુવામાં નાખીને ચાલતી થઈ!

આ સાંભળીને શરાફ હૈરાન પરેશાન થયો અને પોતાના કપડાંઓ આપવાને પેલી ઓરતોને ઘણાં કાલાવાલા કીધાં! ત્યાને તે ઓરતોએ કહ્યું કે, "કપડાંઓ તો તારી માતા લઇ ગઇ હશે!" આ સાંભળીને તે યુવાને કહ્યું કે, "એ ઓરતો! મારી આવી વિશેષ મશ્કરી નહિ કરો! હવે મને મુંગો મુંગો જવા દયો કે એ માઅશુકની બાઝીથી હાથ ઉઠાવું!" માઅશુક માટે તે બોલ્યો કે, "જો તારાં ગમથી જીવ સલામત લઇ જાઉં તો ફરી મને ઇશ્કનો વ્હેમ કે સ્વીન્ન પણ નહિ આવે!" આ સાંભળીને તે પરદેદાર ઓરતો તે યુવાનની મશ્કરી કરવા લાગી! તેથી ત્યાં આગળ જબરી હસાહસ અને એક નાટકનો ગોયા ફારસ થઇ રહ્યો! માણુસો નાટકો અને સિનેમેટોગ્રાફોમાં મોઝ માણવા અને દિલ બ્હેલાવવા ફારસ જોવા જાય છે, ત્યારે આએ જીંદગીમાં બનતાં અવનવા ફારસો તો બેધડક વગર પૈસે નિહાળવાં જેવાંજ હોય છે! પેલો સ્ત્રીઓની મશ્કરી અને પાછળ દોડતાં છોકરાંઓના ટોળટિંખળથી શરમાતો-લપાતો અને અર્ધ નગ્ન અવસ્થામાં તે બાપડો આખરે પોતાને મકાને પહોંચ્યો! જ્યારે તે શરાફની સ્ત્રીએ પોતાનાં મર્દનો આવો ખરાબ હાલ દીઠા ત્યારે તે પણ ઘણી પરે-

શાન થઇ ! અને તેને પોતાનો હાલ પુછયો ! શરાફે શરૂથી તે આખર સુધી પોતાનાં પર ગુઝરેલી મુસીબતો અને ઝુલ્મનું બિયાન ખુલાસાવાર કહી સંભળાવ્યું ! અને તેની ઓરતે પણ પાઘડી અને સોનાની થેલીની ઉઠાંતરીની વાત કહી ! ત્યારે શરાફની મુસીબતોનાં આડા આંક વળી ગયા ! ખરેખર ખરૂંજ કહેવામાં આવ્યું છે કે–"પડયા પર પાટુંજ હોય !" "અગરચે સંગ આયદ, બાલાએ લંગ આયદ, !" અર્થાત "લંગડાના પગ નીચેજ પથ્થર અથડાય !"

## પ્રકરણ ૨૬ મું.

### ફીતરત

એક દિવસ મકાર ઓરત પોતાનાં જમાઇઓની સાથે પોતાને મકાનેથી બાહેર નીકળી અને એક જીર્ણ થયેલાં ભાંગેલા મકાનમાં ગઇ ! એ જગ્યો તમામ ઉજાજડ હતી, પરંતુ તેની નીચે એક ભાંગેલી આડી દીવાલ હજી એમજ ઓરતવાર ઉભેલી રહી ગઇ હતી ! તે જોઇને મકાર ઓરતે પોતાનાં જમાઇઓને ફરમાવ્યું કે એ દરવાઝાને બરોબર ઝાડીઝુડીને સાફસુફ કરો ! તે જગ્યો સાફ થયા પછી તેણે ત્યાં કેટલીક સાદડીઓ બિછાવી અને કેટલાક બાદશાહી મહેલને છાજતા પરદાઓ ટાંગ્યાં ! જે પછી મકાર ઓરતે પોતાની બે પુત્રીઓને સુંદર વસ્ત્રોમાં સજ્જ કરીને તે પરદામાં બેસાડી ! અને પોતે નખાશનાં બઝારમાં જઇને નખાશનાં મર્દને કહ્યું કે, "મારી પાસે બે બાંદીઓ વેચવાની છે ! તેમાંની એક કીરમાન શહેરની અને બીજી ખુતન શહેરની છે ! તેઓએ કોઇ દિવસ મર્દનો ચહેરો પણ જોયો નથી, તેથી હું તેઓને કોઇ તાલેવંતને વેચવા ચાહું છું ! કારણ કે તેઓ તમામ તજમુલની સાથે બુલંદ હિંમતની છે ! મેં તેઓને ફરઝંદની જેમ રાખી છે, તેથી તે માશાઅલ્લાહ ખુબ બની છે !" આ સાંભળીને નખ્ખાશનાં મર્દે કહ્યું કે, "હું તે બાંદીઓને ખરિદ કરવા ચાહું છું, માટે મને દેખાડ !"

મકાર ઓરત તેથી તેને શહેરને દરવાજે લાવી અને પોતાની બન્ને પુત્રીઓને પરદામાંથી જલદી બાહેર આવવાનો અને પેલાં મર્દને ચહેરો

દેખાડવાનો હુકમ કીધો ! હુકમ મુજબ તુર્તજ અમલ થયો અને તેની બેટીઓ પોતાનું મોહું દેખાડી પાછી જલદીથી તે ઉજ્જડ પરદાવાળી જગ્યામાં જતી રહી ! આને જોયાં પછી તે મર્દે તેને બાંદીઓની કીંમત પુછી ત્યારે મકાર ઓરતે કહ્યું કે, "તેઓને ત્રણસેં દિનારે ખરિદ કરવામાં આવી છે !" આ સાંભળીને તે મર્દે કહ્યું કે, "એ બીબી ! તું જલદીથી ખરી કિમત બોલી નાખ કે હું હમણાં તને તેના નાણાં રોકડા આપી દઉં !"

મકાર ઓરત: "એ કિંમત થોડી છે ! પરંતુ હું તારી પાસે માંગી લઉં છું કે, એ બાંદીઓને જયારે તું પાછી વેચે ત્યારે એવી શરતે વેચજે કે તેઓ આ બાંદીઓ પાસે ઝાઝું કામ લે નહિ ! કારણ કે મને તેઓની ઘણી દયા આવે છે ! તેઓને હંમેશાં ખાસુદે અને આરામથી રાખે કે તેઓ મારા પર લાઅનત ન કરે !"

નખ્ખાશ મર્દ: "એ બાંદીઓને હું એવા તાલેવંત માણસને વેચીશ કે તેઓ મોટા ઘેરની ગોયા રાજ્યકરતી બીબીઓ બની જશે !"

આ સાંભળીને તે મકાર ઓરતે કહ્યું કે, "જયારે તું આવી સરસ કબુલાત આપે છે, ત્યારે તો તુંજ તારી મેળે તેઓની કિમત કર ! અને તારી મરજીમાં આવે તે આપ ! કારણ કે હું એક બુઢિયા સ્ત્રી છું અને મને હવે આ દુનિયામાં ઝાઝું જીવવાની જરાએ ઉમેદ કે તમન્ના નથી !" આ પછી તે મર્દે તે બાંદીઓને બસો દિનારે ખરિદ કરી લીધી ! આ દિનારો લઇને મકાર ઓરતે પોતાનાં જમાઇઓને આપ્યાં અને કહ્યું કે, "એ ગુલામો ! તમો આ નાણું ઉઠાવો અને તમારી બીબીઓને આપો ! કે તેઓ બાંદી-ઓનાં કપડાંઓ તૈયાર કરે ! આ પછી બાંદીઓને તમારી સાથે લાવજો અને નખ્ખાશના મર્દને હવાલે કરજો !"

આ પછી મકાર ઓરતનાં જમાઇઓએ તે નાણું ઉઠાવી લીધું ! અને તેઓ તે ઉજ્જડ ધર્મશાળામાંથી બાહેર નીકળીને પોતાનાં મકાને જઇને મોઝમઝાહથી નચિંત બેઠાં !

પેલી તરફ નખ્ખાશ મર્દે કહ્યું કે, 'એ બીબી ! મને ઘણું કામકાજ છે ! અને તારા ગુલામોને પાછા આવતાં ઘણો વખત લાગશે માટે તુ પોતેજ એટલી તસ્દી ઉઠાવીને તે બાંદીઓને જલદીથી બોલાવી લાવ !" તે મર્દના કહેવાથી તે મકાર ઓરત પણ તે ધર્મશાળામાંથી પાછલે

બારણે થઇને વંઝો પામી ગઇ! ભોલો ભાલો નખ્ખાશ મર્દ રાહ જોતોજ ઉભો રહ્યો! અને તેમ કરતાં જ્યારે થાક્યો ત્યારે તેના દિલમાં વિચાર આવ્યો કે રઝા નહિ મળતી હશે તે માટે બીબીને આવતા વખત લાગ્યો જાણી ગુલામો તથા બીબીને હાંક મારવા લાગ્યો! પરંતુ અફસોસ! કે તેના પડધા સિવાય કાંઇ જવાબ ન આવ્યો ત્યારે તેણે પોતાના મનમાં વમાસ્યું કે એ મકાનની અંદર જઇને તપાસ કરૂં! એમ ધારીને તે તેની નઝદીક ગયો અને પરદો ઉંચકીને જોયું તો તેને એક વૈરાન જીર્ણ થયેલી ધર્મશાળા નઝર આવી! તેથી તે પણ પોકાર પાડવા લાગ્યો! સરેસ્તા મુજબ ત્યાં આગળ લોકો ટોળે ટોળાં મળ્યાં! પરંતુ બાંદીઓ, ગુલામો કે સાદું કરનાર મકાર ઓરતનો કશો પત્તોજ ન મળ્યો જેથી તે નખ્ખાશ મર્દ રડતો કકળતો પોતાને ઘેર વિદાય થયો!



## પ્રકરણ ૨૭ મું.



### યાઅકુબ વેચાયો!

એક વેળાએ મકાર ઓરત એક ગલીમાં પહોંચી ત્યારે તેણે ત્યાં આગળ એક ઘણા દેખાવડા, રૂષ્ટ પુષ્ટ અને ખુબસુરત યુવાનને જોયો. એવામાં બે માણસો આવી લાગ્યા, તેમાંથી એકે કહ્યું કે, “ શુક્ર તે બારેહકતઆલાના! કે આના જેવો ખુબસુરત અને રૂપાળા ચહેરાનો શખ્શ મેં કદી પણ જોયો ન હતો!” આ સાંભળીને બીજાએ કહ્યું કે, “એ મર્દનું નામ ખાજે યાઅકુબ છે, અને તે આપણા કોટવાલ સાહેબનો માણુસ છે!

તેઓની આ વાતચીત સાંભળીને મકાર ઓરત ખુશી થઇ અને તેથી તેણે તેની પાસે જઇને કહ્યું કે, “શું યાઅકુબ તમારૂં નામ છે? ત્યારે તે મર્દે હા કહી! તેથી તે કહેવા લાગી કે, ‘ઓ યાઅકુબ! મારી ઓળખ આપતાં મારે કહેવું જોઇએ કે, હું બાદશાહ સલામતની શાહઝાદીની દાઇ છું! અને તેણે તારા ઘણાં વખાણ સાંભળ્યા હોવાથી મને બઝારમાં મોકલી છે, કે હું તને ખરિદ કરીને થોડા રોઝમાં માલેતુજાર અને મોટાં માન મરતબાવાળો બનાવું કે જેથી કોટવાલ પણ તને સામો સલામો ભરવાને આવે!”

યાઅકુબ—"જો કોટવાલ સાહેબને ખબર પડશે કે, હું બાદશાહની શાહજાદીની ખિદમત માટે કબુલ થયો તો તે મારૂં દામ વટીક નહિ લ્યે! અને મને તુર્તજ શાહજાદીની ખિદમતમાં મોકલી દેશે!"

મકાર ઓરત—" બાદશાહની શાહજાદી કોઇ દીવસ કોઇની ભેટ કબુલ રાખતી નથી! તેથી તેણે મને સત્તા સાથે નાણા આપ્યા છે, કે જેથી હું તારી કિમત કરાવીને જે દામ થાય તે કોટવાલને આપું! માટે મારી એવી ઇચ્છા છે કે, હું તને નખ્ખાશમાં લઇ જઇને તારી કિમત અંકાવું!"

આમ સમજાવીને તે યાઅકુબને નખ્ખાશમાં લઇ ગઇ ત્યારે મકાર ઓરતે યાઅકુબને દૂર ઉભો રાખીને નખ્ખાશનાં મર્દને કહ્યું કે, " હું આ ગુલામને વેચી નાખવા ચાહું છું!" આ સાંભળીને તે નખ્ખાશનો મર્દ ખૂબસુરત યાઅકુબને જોઇને મોહી પડ્યો! તેથી તેણે તુર્તજ તે મકાર ઓરતને બારસો દિનાર આપ્યાં! તે નાણા લઇને મકાર ઓરતે યાઅકુબને ત્યાંજ પડતો મેલીને પોતાના મકાનનો રસ્તો માપ્યો! જે પછી નખ્ખાશનાં મર્દે યાઅકુબને પોતાના એક ગુલામ તરિકે બોલાવીને પોતાનું કામકાજ સોંપવા માંડ્યું ત્યારે યાઅકુબ ગુસ્સે ભરાયો અને નખ્ખાશનાં મર્દને કહેવા લાગ્યો કે, "ઓ કમબખત! તારી શું તાકાત છે કે તું કોટવાલના માણસ કે જેને બાદશાહની દાઇ આવીને શાહઝાદી માટે ખરિદ કરતી હતી તેના પર આવી સખત પ્રકારની દસ્ત દરાઝી કરવાની સરકશી કરે છે?"

નખાશ મર્દ—ઓ મર્દ! તું ખામોશ રહે! કારણ કે તારી બીબી તને મારી પાસે આવી વેચી ગઇ છે!"

યાઅકુબ—" ઓ કમબખ્ત બીબી કોણ છે? હું તો કોટવાલ સાહેબનો ગુલામ છું! અને તે ઓરત તો બાદશાહની શાહઝાદીની દાઇ બનીને તને અને મને ઠગી ગઇ છે!"

આ તકરાર ઉપરથી બંને બાથમબાથે આવ્યા! કોટવાલ પોતાનાં ગુલામની શોધમાં નીકળેલો હતો અને તે હાવ અફસોસ કરતો હતો કે, "આવો નેકબખ્ત ગુલામ કયાં ગયો હશે?" આથી તે ગાભરો બનીને દિવાનાની જેમ ફરતો હતો તેવામાં કેટલાક આદમીઓએ તેને કહ્યું કે, 'કોટવાલ સાહેબ! અમોએ તમારા ગુલામ યાઅકુબને નખ્ખાશ મર્દની સાથે તકરાર

કરતો જોયો છે!" આ સાંભળીને કોટવાલ નખ્ખાશ મર્દની પાસે ગયો અને ત્યાં આવીને યાઅકુબને પુછવા લાગ્યા કે, "તુંને મારે ત્યાં શું હરકત કે અઝીયત પહોંચી છે કે, તું મારો આશરો છોડીને નખ્ખાશ મર્દની આગળ ચાલી આવ્યો ?" આ સાંભળીને યાઅકુબે શરમિંદા થઇને સર નીચું નમાવ્યું. ત્યારે નખ્ખાશ મર્દે કોટવાલને કહ્યું કે, એક ઓરત તારા ગુલામને મારી પાસે બારસો દીનારે વેચી ગઇ છે" કોટવાળે કહ્યું કે, "એ બેવકુફ! શું તું દિવાનો થયો છે કે? એ તો મારો માનીતો અને પ્યારો ગુલામ છે! અને તારા નાણાં આ પ્રમાણે ઉચાપત કરી જનાર તો પેલી રાંડ ચુડેલ હશે કે જે સારા શહેરને સતાવતી ફરતી ફિતરતી ઓરત છે!" આવું સાંભળીને નખ્ખાશ મર્દ રડતોજ રહ્યો! અને કોટવાલ આ વાતની બાદશાહને ખબર કરીને પોતાના ગુલામ યાઅકુબને સાથે લઇને પોતાને થાણે ગયો!



## પ્રકરણ ૨૮ મું.



### સુન્નતસાદીમાં બરબાદી.



બગદાદ શહેરમાં **ફઝલ ખરકી** નામનો એક બુઝોંગ મર્દ રહેતો હતો. તેને એક પુત્ર હતો. તે પુત્રને રિવાજ મુજબ સુન્નત કરવાનો ઠરાવ કીધો, તેથી એક દિવસ તેણે પોતાના મકાન પર માણસોની ભપકાદાર ભવ્ય મિજલીસનો મેળાવડો કીધો. જેમાં ભાગ લેવાને શહેરનાં આબરૂદાર નામાંકિત શેહેરીઓ, વ્યાપારીઓ અને રિયાસતનાં અમલદારો વિગેરે ઘણાં માણસો પધાર્યા હતા. આ બીના જ્યારે મકાર ઓરતે જાણી ત્યારે તેણે આ મિજલીસમાં ઘુસીને પોતાનું કંઇ કામ કાઢી લેવાનો મનસુબો કીધો! આવો વિચાર કરીને તે જલદીથી તૈયાર થઇ ગઇ અને ભાતભાતનું ઉમદા ઝવેરાત પહેરી અને સુંદર શોભિતાં વસ્ત્રોથી બની ઠનીને બેઠી! અને પોતાના જમાઇઓને ઘોડા પર જીન નાખવાનો હુકમ કીધો! ઘોડા પર તુર્તજ જીન નાખવામાં આવ્યું. જે પછી તેણે તમામ પુત્રીઓને બાંદીનો પોષાક પહેરાવીને તૈયાર કીધી અને પોતાના જમાઇઓને ગુલામોની માફક આગળ ચલાવ્યાં! અને પોતે પાછળ સવાર થઇ! આવી રીતનું આ શબગસ્ત જ્યારે **ફઝલ ખરકીનાં** મકાનનાં દરવાજા આગળ પહોંચ્યું ત્યારે મકાર ઓરતે એક માણસને તે ઘરમાં **ફઝલ ખરકીની** ઓરતને ખબર કરવા

મોકલ્યો કે **જમાલદીન અબ્દુલરહેમાનની માતા** તમારે ત્યાં મિજ-લિસમાં તશરીફ ફરમાવે છે!

**ચલી વોહ સાથ શબગશ્તકે બડી બનઠનકે મક્કારા,**
**રીરાદી નામ અપનેકો, જીસે પયછાને જગ સારા!**

હવે **જમાલદીન અબ્દુલરહેમાનની** માતા વિષે જાણવું અગત્યનું થઇ પડશે કે તે ઘણીજ પરહેઝગાર અને ઇઝત આબરૂવાળી ઓરત હતી અને તે ઓરત બાદશાહનાં મહેલમાં જવા સિવાય હરગિઝ કોઇને ત્યાં મિજલીસમાં જતી ન હતી, અને આખા બગદાદ શહેરમાં તેની ઘણીજ ઇઝત આબરૂ હતી. જે વેળાએ આ પરહેઝગાર ઓરત બાદશાહની માતા પાસે જતી હતી ત્યારે બાદશાહનાં તમામ માણસો તે ઓરતને સામા ઇસ્તેકબાલ માટે લેવા આવતા હતા અને તેનો ઘણાજ માન મરતબા સાથે તાઅઝીમ તવાજો કરતા હતા. આ પ્રમાણે આ નેકબખ્ત બાનું બગદાદ શહેરમાં મશહુર હતી; તેથી જ્યારે મકાર ઓરતે તે ભલી અને નેકબખ્ત બાનુના નામના ઓઠા હેઠળ **ફઝલ ખરકીની** ઓરતને કહેવરાવ્યું ત્યારે તુર્તજ **ફઝલ ખરકીનાં** ઘરના તમામ આદમીઓ દોડયાં અને એક કિમતી જરબફતનું જીન ઘોડા પર નાખ્યું અને ઘરના ઉમ્બરથી તે અંદર સુધી કેટલાંક બિછાનાઓ બિછાવવામાં આવ્યાં! અને **ફઝલ ખરકીની સ્ત્રી** તેને સામે રીસીવ કરવાને ગઇ! અને ઘણીજ ઇઝત અને તાઅઝીમની સાથે ખાસ ઉંચી બેઠક પર બેસાડી! મકાર ઓરતની પુત્રીઓ જે બાંદીનાં લિબાસમાં સજ્જ થઇને આવી હતી, તેણે પોતાનાં અંગ પર સોના અને ઝવેરાતનાં ઘરેણાઓ પહેરેલાં હતાં, જે જોઇને સર્વે કોઇ અજાયબીમાં ગર-કાવ થઇ જતા હતા! મીજલીસમાં આવેલી મોટા ઘેરની તમામ ઓરતો મકાર ઓરત અને તેની પુત્રીઓ પાસે ભેગી થઇ ગઇ! અને મકાર ઓરત સાથે વાતચિતમાં પડવાનો મોકો શોધતી ફરતી હતી! કારણ કે આવા મોટા ખાનદાનની પરહેઝગાર ઓરત સાથે મોહબ્બત કરવી તેમાં તે મોટું માન સમજતી હતી! આમ કરતાં જ્યારે રાત્રીનો વખત થયો ત્યારે તે ફીતરતી ઓરત ઘેર જવાની તૈયારી કરવાનાં ઢોંગ કરવા લાગી! આ જોઇને **ફઝલ ખરકીની** ઓરતે તેને આજની રાત્રી પોતાને ત્યાં ગુઝાર-વાનાં આકરા સોગંદ દીધાં! અને કહ્યું કે, "આજની રાત્રી અત્રેજ ઠેરી જાવ! કારણ કે હું સુન્નતનાં કામકાજમાં મશગુલ છું! અને મારા ઘરનું

તપાસનાર બીજું કોઇ નથી ! એમ તો મારી પાસે ઘણાં નોકરો–ચાકરો હાજર છે ! પરંતુ તેઓ કોઇ ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ નથી ! માટે તમો વહિલ બહેન આજની રાત્રી અત્રેજ ગુઝારો તો મારા ઘરની દેખરેખ રાખો !"

મકાર ઓરતે જવાબમાં તેનો ઘણો એહસાન માન્યો અને કહ્યું કે, "ઓ પ્યારી બહેન ! જો હું તમારે ત્યાં નહિ આવતે તો તમે ઘણાં દીલગીર થાત ! તે જાણીને હું એક ઘડીની ફુરસદ મેળવીને આવી તો ગઈ ! તમોને ખબર છે કે, મને ઘેર આગળ ઘણુંજ કામકાજ રહે છે ! તો હવે મેહેરબાની કરીને મને રજા આપો તો પાછી ઘેર આગળ વિદાય થઇ જાઉં ! આ સાંભળીને **ફુઝલ ખરકીની** સ્ત્રીએ પોતાની બ્હેનને અને બીજી સારા ઘરની સ્ત્રીઓને તેની આગળ મોકલી ! જેઓએ પણ ઘણી આજેઝીની સાથ કહ્યું કે, " આજની રાત્રી તમો અમારે ત્યાં રહો તો આપની મોટી મેહેરબાની અને એહસાન થશે ! કારણ કે,–આ જીંદગીમાં પાછા કોણ જાણે કયારે ફુરસદે હળી મળી શકીશું ! ઓરતોનાં આ કાલાવાલા અને આજેઝીથી આજેઝ થઇને આખરે મકાર ઓરતે ( પોતાની મરજી મુજબ ! ) એક રાત્રી રહેવાનું કબુલ કીધું ! રાત્રીનાં સુવા માટે તે મકાર ઓરત વાસ્તે તે ભવ્ય હવેલીમાંનો એક શણગારેલો ખુશનુમા અને હવા પ્રકાશ-વાળો કમરો (ઓરડો) તુર્તજ ઇલાહિદો કાઢી આપવામાં આવ્યો ! જ્યાં તેને ઘણાંજ માન મરતબાની સાથે લઇ જવામાં આવી ! !

ઉપર લખ્યા મુજબ તેઓએ મકાર ઓરતને **જમાલદ્દીન અબ્દુલ રહેમાનની માતા** તરિકે એક પરહેજગાર તથા સારી ઓરત જાણીને ઘરનાં સુન્નત બેટાનું તથા બીજી ભોળી ભટાક અને ભલી ઓરતનું સર્વે ઝર–ઝવાહેર જાળવવા માટે તેને ભરોંસે સોંપ્યું ! જે પછી મધ્ય રાત્રીએ થાકયાં પાકયાં સર્વે લોકો નિંદ્રાને વશ થયાં ત્યારે મકાર ઓરતે પોતાની પુત્રીઓને મોકલીને પોતાના જમાઇઓને તેડાવ્યાં ! અને ઝરીયાંન–ઝવેરાત તથા રેશમી કપડાંઓ વિગેરે જે કંઇ હતું તે સર્વે એકઠું કરીને એક મોટો ગાંસડો બાંધ્યો અને જાળીની નીચે રસ્તામાં નાંખ્યો ! જે તેનાં જમાઇઓ પોતાનાં ખભાઓ ઉપર ઉપાડીને પોતાનાં મકાને જઇને મઝેથી બેપરવા બેઠાં ! અને અમનચમન ઉડાવવાં લાગ્યાં ! તે પછી મકાર ઓરત પણ પોતે ફાંદો નાંખીને નીચે ઉતરી ગઇ અને વગર હરકત કે ઇઝાએ પોતાને ઘેર સહિસલામત આવી લાગી ! અને ઘણી હસી ખુશીની સાથે પોતાને મકાને જઇને સુતી !

**ઉઠી વોહ રાતકી મોટી ઉઠાયા માલ જો કુચ્છ થા.**
**જમા કર દે દીયા ઉનકો કે જીસ્કો લાઇથી હમરા.**

જ્યારે સહવાર થઇ અને **ફઝલ ખરકીનાં** ઘરમાંનાં સર્વે માણુસો જાગ્યાં ત્યારે તેઓ મકાર ઓરતવાળાં ઓરડામાં ગયા ! કે સહવારનાં ખુશનુમા વખતે તે પરહેઝગાર ઓરતનાં દિદાર કરી ખુશ ખુશાલ થાય ! પરંતુ જ્યારે તેઓએ ત્યાં જઇને જોયું તો કોઇજ મળે નહિ ! અને તમામ બિછાનાઓ તથા સર્વે સરસામાન ગેબ ! આ જોઇને તમામ માણુસો કાળા શાહી જેવા થઇ ગયાં ! અને બહુ અજાયેબીમાં ગરકાવ થઇ ગયાં ! આ પછી સર્વે કોઇએ **ફઝલ ખરકીની** આગળ જઇને ખબર કીધી ! તેથી તે સખ્ત હેરાની અને પરેશાનીમાં બાદશાહની હુઝુરમાં હાજર થયો અને કહ્યું કે, "હુઝુરે આલી ! **જમાલદીન અબદુલરહેમાનની માતાએ** ગઇ કાલે મારા ઘરમાં મેહમાન દાખલ આવીને મોટી બરબાદી અને હરકત કીધી છે ! તે રાત્રીનાં તમામનું ઝરીયાંન તથા કીમતી અસબાબ ચોરી લઈ ગઇ છે ! "

આ સાંભળીને **બગદાદના બાદશાહે** પોતાનાં માણુસોને તે ઓરતને ઘેર તલાશ કરવા માટે મોકલ્યાં. તે આદમીઓએ ત્યાં જઇને જોયું તો **અબદુલરહેમાનની માતા મોતનાં બિછાના પર મરવા સુતી છે !** અને તેની આગળ લોબાન અને સુગંધી પદાર્થોની ખુશબો બળ્યાં કરે છે ! તપાસ અર્થે આવેલાં બાદશાહનાં માણુસોએ જ્યારે આ ઘટનાં નઝરો નઝર જોઇ ત્યારે તેઓએ વિચાર્યું કે—આ બિચારી તો આ જેહાંનની ઝુલ્મી જાળથી તદ્દન બેખબર છે ! તેથી ખિદમતગારોએ પાછા જઇ **બગદાદના બાદશાહને** સમજાવ્યો કે, "હુઝુરે આલી ! તે તો પેલી જેહાંનમાં જવાની અથવા ગુઝરવાની તૈયારીમાં છે !" આ સાંભળીને બાદશાહ **ફઝલ ખરકી** પર ઘણોજ ગુસ્સે ભરાયો અને ખિજાઇને કહેવા લાગ્યો કે, "તું આવી કમઅકલ અને બેવફાઇથી વઝીરાત અને વકિલાત કેમ કરી શકે છે ? તે ઓરત એવી પાકપાકિઝા અને પરહેઝગાર છે કે—તેની હસ્તીથી કદી પણ હરકત થઇ ન શકે ! તું તે ઓરત પર જુઠ તહોમત લાવેલો છે ! મને શક જાય છે કે—આ કામ તે નાપાકઝાદી મકાર ઓરતનું હોવું જોઇએ !" જે પછી જુબાનીઓ લેતાં એવું સિદ્ધ થયું કે—તે કામ પેલી ફિતરતી ઓરતનુંજ છે" તેથી બાદશાહ આવી સખત પ્રકારની દગાબાઝી અને ઠગાઇથી સખ્ત હેરાન

થયો ! અને પોતાના પોલિસ ખાતા જોગો સખત હુકમ કાઢયો કે, " એ હરામઝાદીનો ફિસાદ અને જુલ્મ હવે હદ કુદાવી ગયો છે ! માટે જો તમો તેને શોધી કાઢવામાં આ પ્રમાણે નિષ્ફળ પુરવાર થશો તો તેનાં બદલામાં તમોને શૂળી દેવી પડશે ! "

છેવટે બિચારો ફૂઝલ ખરકી જેઓનો માલ ઉછીકો લાવ્યો હતો તેનો તથા જેઓનો અવેજ તે રાત્રીનાં ઘરમાંથી ગુમ થઇ ગયો હતો તેનો પણ તેને દંડ ભરી આપવો પડયો !



## પ્રકરણ ૨૯ મું.



### સઝા !



હવે બગદાદ શહેરની તમામ પ્રજા મકાર ઓરતની ચિતુરી ફરેબ-બાઝી અને સખત ઠગબાજીથી ત્રાસ પામી ત્રાહે ત્રાહે પુકારી ગઇ હતી. આ ઉપરાંત બાદશાહનો શૂળીએ ચઢાવવાનો હુકમ સાંભળીને ગામનો કોટવાલ અને માણસો ખુબ ઉશ્કેરાઇ ગયા હતાં અને મકાર ઓરતની શોધમાં જોર શોરથી ફરવામાં મશગુલ થયા હતાં ! આવી ચાંપતી તપાસનું પરિણામ એ આવ્યું કે-એક દિવસે તેઓએ મકાર ઓરતને રસ્તામાંથી પકડી પાડીને તેનાં હાથ પગ બાંધી લીધા ! અને સખત પ્રકારનો માર મારતાં મારતાં જમીન પર ખેંચતાં-ઢસરડી જતાં હતાં ! ત્યારે મકાર ઓરત જબરા શોર બકોરથી ફરિયાદ કરતી હતી કે, " ઓ ! જાહેલો અને ઝાલીમો ! તમો મારી પાસે શું માગો છો ? હું એક નાતવાન બુઢિયા ઓરત છું ! મેં શું ગુનોહ કીધો છે કે-તમો ખુદાથી પણ ડરતા નથી અને મને આ પ્રમાણે નાહકની હેરાન કરો છો ? " તેનાં આ બોલવા પર તેઓ કશું પણ લક્ષ ન આપતાં ઉલટા મારતા જતા હતા અને જમીનપર ખેંચતા તાણતાં તેઓ તેને બગદાદનાં બાદશાહની આગળ લઇ ગયા ! આ વખતે તે ઢોંગ કરીને ખુશ અને શીરીન અવાઝે કુરઆને શરીફ પઢવા લાગી ! જયારે તે બાદશાહની નજદીક આવી પહોંચી ત્યારે તેજ અને મીઠી વાણીથી તે બગદાદનાં બાદશાહના ખૂબ ગુણગાન

ગાઇ આર્શિવાદો આપવા લાગી ! અને બોલવા લાગી કે, " **એ બુર્ઝોગી ભરેલાં બખ્તાવર બગદાદનાં બાદશાહ** ! હું એક બુઢિયા નાતવાન અને આજેઝ ઓરત છું ! પરંતુ આ માણસોએ મારા પર જુઠું બોહતાન મુકયું છે ! હું બેગુનાહ છું ! અને એ વખત હજ પઢી આવેલી હાજીયાણી છું ! ખુદાવંદે તઆલાનાં સોગંદ છે કે, આ આદમીઓએ મારૂં ખુન કરવાની કોશેશ કીધી છે ! બાદશાહ સલામત ! કાંતો મને મારી નંખાવી આ ઝુલમાત ભરેલી જીંદગીનો અંત આણો ! અથવા તો આ જુલમગારોનાં હાથોથી મારો છુટકારો કરો ! "

આ સાંભળીને એક વાર તો બાદશાહનું દિલ પિગળ્યું ! જેથી તેણે મકાર ઓરતને છોડી મુકવાનો વિચાર કીધો ! કારણ કે તેણે મકારનો આ. તશ એવો તો રોશન કીધો હતો કે તેથી બાદશાહનું દિલ તેને માટે બળ્યું ! પરંતુ વઝિર ફઝલ ખરકીએ ફરિયાદ ઉઠાવી કે, " હુઝુરે-આલી ! આ બદજાત-બદકાર છે, હવે હાથમાંથી જતી ન મુકો ! કારણ કે તેણે મને પોતાને પણ ખુવાર કીધો છે ! અને તે સાથે આપણાં આખા મૂલકનાં ઘણાં નિર્દોષ મનુષ્યોનાં તેણે લોહી પીધાં છે ! અને ખૂનો વટિક કીધાં છે ! જયારે વઝિરે આવી આજેઝી સમેત કહ્યું ત્યારે બાદશાહે છેવટનો હુકમ આપ્યો કે, " આ ઓરતને બંદીખાનામાં કેદ કરો ! " બાદશાહનાં હુકમનો તુર્તજ અમલ થયો અને તેને કેદખાનામાં પુરવામાં આવી ! પરંતુ ત્યાં પણ ઢોંગ ચલાવવા માંડેલા ! કોઇક વખતે બેશુધ થઇ જવા લાગી કે જેથી લોકો તેને મરણ પામેલી સમઝીને છેતરાવા લાગ્યાં ! આ પ્રમાણે તેણે કેદખાનામાં ઘણાં ઢોંગ-ઢીંગાણાં ચાલુજ રાખ્યાં ત્યારે આખરે સર્વે કોઇએ કંટાળીને તેને એક જંગલનાં મોટા ઝાડ સાથે મઝબુત મુસ્કે ટાઇટ બાંધી !

---

## પ્રકરણ ૩૦ મું.

### લાલચ ! !

જયારે તમામ લોકો મકાર ઓરતને એક ઝાડની સાથે જકડી-બાંધીને પોતાને ઘેર વિદાય થયા; ત્યારે ત્યાં એક ઊંટનો સારવાન આવી લાગ્યો !

ઝાડ સાથે મઝબુત જકડાએલી મકાર ઓરતે તેને પોતાની નઝદીક બોલાવ્યો અને કહ્યું કે, "અય જુવાન! તું જો કે બાદશાહે મને નિર્દોષપને આ પ્રમાણે આ શુળી પર ઉભી કીધી છે! તેથી હવે મારી ખાત્રી થતી જાય છે કે–હું હવે આ જબુન ઝુલમથી કોઇ પણ રીતે જીવતી રહેવાની નથી! માટે હું તને તારા લાભની એક બાબત કહેવા ઇચ્છું છું તે સાંભળ કે મારી પુત્રીઓ હજી સુધી કુંવારી રહી છે! તેઓનાં અદ્યાપિપર્યંત કોઇ સાથે નિકાહ થયા નથી! માટે જો તારા નશિબમાં હોય તો મારી તે પુત્રીઓ સાથે તારા લગ્ન થઇ જાય! મારી પુત્રીઓમાંની એક ગોયા ગૌહરની સુન્નાની તશ્તની મિસાલ છે, અને બીજી ગોયા સુન્નાનો અશતાવો છે!! હું તને તશ્તની અને અશતાવાની નિશાની આપું છું. ત્યાં તું જા! અને તશ્તની અને અશતાવો જલદીથી પાછો લઇને ફરે તે શરતે હું મારી પુત્રીઓને તારે હવાલે કરૂં!" આ પ્રમાણે જ્યારે તેણે શારવાનને સમજાવ્યો ત્યારે શારવાન લોભ–લાલચનો માર્યો ઘણો ખુશી થયો અને તેણે તેની નિશાની માગી! ત્યારે મકાર ઓરતે કહ્યું કે, "અય જુવાન! તું સોગંદ ખા કે–તું જલદીથી પાછો ફરશે કે નહિ?! જો તું ખરો જ હોય તો તારૂં ઊંટ અહિંઆ જ મુકીને જા!" શારવાને ઊંટ પાછળ મૂકી જવાનું કબુલ કીધું અને તેણે તેને જૂઠી નિશાની આપતા કહ્યું કે, "બગદાદના ફલાણા મોહલ્લામાં એક ઉજજડ મસજીદ છે, તે મસજીદનાં મેહરાબમાં તે સુન્નાની તશ્ત તથા અશતાવો દાટેલો છે, માટે તું તે ખોદીને મારી પાસે લઇ આવ!" શારવાન આ હુકમને તાબે થયો અને ઊંટ ઉપરથી નીચે ઉતરીને તેના પગ બાંધ્યા! જે પછી લાલચનો માર્યો તે શારવાન રવાના થઇ ગયો! જે પછી મકાર ઓરતે પાસે ઉભેલી પોતાની પુત્રીને પેલા ઊંટને ઘેર લઇ જવાની ઇશારત કીધી! એટલે તે ઊંટને લઇને રસ્તે પડી! શારવાન આપેલા ઠેકાણે મસજીદ ખોદવા લાગ્યો! અને મસજીદનો કેટલોક ભાગ ખોદી જોયો, પરંતુ કાંઇ પણ હાથ લાગ્યું નહીં, ત્યારે શારવાન પાછો ફર્યો અને પોતાનાં ઊંટને જ્યારે ત્યાં આગળ ન જોયું ત્યારે તેણે મકાર ઓરતને પુછ્યું કે, "મારૂં ઊંટ ક્યાં છે?" ત્યારે મકાર ઓરતે જવાબમાં કહ્યું કે, "ઐય બેવકુફ! તું કાંઇ પાગલ થઇ ગયો છે?" હું એક ગરીબ ઓરત મારી ગીરીફતારીમાં પડી છું, તે હું શું જાણું કે તારૂં ઊંટ કોણ લઇ ગયું?"

આ સાંભળીને શારવાને ફરીયાદ ઉઠાવી ત્યારે સઘળાં આદમીઓ એ

ઠેકાણે જગો જગોથી એકઠાં થયાં તેથી જ્યારે તેઓએ મકાર ઓરતને ઝાડ સાથે બાંધેલી છતાં આવા ફરેબ અને ફીસાદ કરતાં જોઇ ત્યારે તેઓએ પાછી બાદશાહ કને જઇને ફરીયાદ કીધી! આ સાંભળીને બાદશાહ બેઝાર થતાં બોલ્યો કે, "એ મકાર ઓરત કેવા નાલાયક અને હરામઝાદી છે, કે તેને આ પ્રમાણે ઝાડ સાથે જકડવામાં આવેલી છે છતાં પણ તે પોતાનાં ફીતુર અને ફંદ છોડતી નથી! અને હજુ પણ લોકોને નુકશાન અને મુસ્કેલીમાં ગીરફતાર કરે છે" છેવટે બાદશાહે આ ઓરતથી કાયર થતાં હુકમ આપ્યો કે, "**તેને બગદાદ શહેરની નદીમાં ગર્ક કરી દ્યો!**"

---

## પ્રકરણ—૩૧ મું

### ખારવાઓ બન્યા!

બાદશાહનાં હુકમ મુજબ કોટવાલે ગામનાં બોટવાલાઓને હુકમ કીધો કે—મકાર ઓરતને નદીમાં લઇ જઇને ભરદરીએ હોમી આવો! હુકમ પ્રમાણે જ્યારે તેઓ તેને એક પેટીમાં પુરીને નદીમાં અધવચ્ચે લઇ ગયાં! જે પછી ખારવાઓએ પેટી ખોલી ત્યારે મકાર ઓરતે ફરેબ કરીને રડવું શરૂ કીધું અને તેમ કરતાં તે પુછવા લાગી કે, એય આદમીઓ તમે કોણછો? અને તમો મને કયાં લઇ આવ્યા છો!

ખારવાઓ—"અમો તને બગદાદ શહેરની નદીમાં લઇ આવ્યાં છીએ. અત્રેના કોટવાલે તને નદીમાં અધવચ્ચે ગર્ક કરવાનો હુકમ આપીને અમોને સોંપી છે!"

મકાર ઓરત—"મારાં પુત્રનો મારા પર સાબેત થયેલો આ હુકમ ખરેખર અજાયબી ભર્યો છે જે માતા પોતાનાં પ્યારા લાડલાને નસીહત દે ત્યારે તેને શું આજ બદલો? ઉપકાર પર અપકાર?

આમ કહીને તે ઝાર બેઝાર રડવા લાગી અને કહેવા લાગી કે, "પ્યારાં બીરાદરો! મારો ફરઝંદ દીવાનાપણામાં મસ્ત છે! તેથી મને ગર્ક કરવાનો હુકમ કીધો છે! માટે તમો હમણાં મારા પર નીગાહ રાખો! અને કોટવાલ તમોને દીવાનાપણામાં પુછે ત્યારે કહેજો કે "ગર્ક કીધી છે!"

પરંતુ ભાઇઓ! ખબરદાર! જ્યારે તે હોશીયારીમાં હોય ત્યારે "ના"જ પાડજો નહીંતર તે તમોને ઠાર મારશે! કારણ કે હું તેની માતા છું!

આ સાંભળીને ખારવાઓ આપસઆપસમાં વાતચીત કરવા લાગ્યા કે, એ ઓરત સાચું કહે છે, તેથી આજની રાત્રી આપણે તેના પર નીગાહ રાખીઓ જો કોટવાલ કહેશે તો આપણે તેને આવતી કાલે નદીમાં ગર્ક કરીશું! નદીમાં ડૂબાડી દેતાં શું વખત લાગવાનો છે? અને શું મુશ્કેલી નડવાની છે? આવો વીચાર કરીને તેઓએ હોડીને પાછી ફેરવી અને મક્કાર ઓરતને પોતાને ઘરે લઇ ગયાં!

બીજે દીવસે કોટવાલે ખારવાઓને પોતાની પાસે બોલાવ્યા અને પુછયું કે, "પેલી મકાર ઓરતનું કામ તમોએ તમામ કીધું?" ત્યારે ખારવાઓએ કહ્યું કે, "અમોએ તેને નદીમાં ગર્ક કરી દીધી!" આ સાંભળીને કોટવાલ "**અવાખશે–પરેશાંન!**" કરવા લાગ્યો! તે ઉપરથી ખારવાઓ સમજ્યા કે, તે પોતાની માતા માટે પોતાનું દિલ બાળે છે! તેથી ખારવાઓ તુર્તજ :બોલી ઉઠયાં કે, "હુજુર! અમો વધામણી લાવ્યાં છીએ કે, અમોએ તમારી માતાને મારી નાખી નથી! પરંતુ તે તો હજુ જીવતીજ છે!" આ સાંભળીને કોટવાલ અજબ થયો અને ગુસ્સામાં બોલી ઉઠયો કે, "ઐય હરામજાદાઓ! તમો કંઇ દિવાના થઇ ગયા છો? આ શું બકી મરો છો? તે વળી મારી માતા કેવી! અને વાત શી! તે તો એક બદકાર મકાર ઓરત છે અને આપણાં **બગદાદનાં બાદશાહે** તેને ઘણુંજ આઝાબની સાથે મારી નાખવાનો હુકમ કીધો છે માટે હમણાજ કહી મરો કે, તે દગારી ઓરત કયાં છે! તમો જલદી જાવ અને તે બદકાર ઓરતને લઇ આવો. કોટવાલ ખારવાઓ સાથે આવી વાતચીત કરતો હતો તેવામાં એક ખારવો–ખારવાઓને ખબર કરવા આવ્યો કે, કોટવાલની માતા તો નાશી ગઇ છે અને તે સાથે આપણાં ઘરમાંથી સર્વે સરસામાન લઇ ગઇ છે! આ સાંભળીને ખારવાઓએ પોકાર ઉઠાવ્યો! તેથી કોટવાલની આંખમાં ખૂન વસ્યું! અને તેઓને કેટલીક લાકડીઓનો મેથીપાક જમાડયો. જ્યારે આ વાતની બાદશાહને ખબર ગઇ ત્યારે તે પણ ઘણો ગુસ્સે થયો અને હુકમ કીધો કે, "કોટવાલ અને ખારવાઓને મકાર ઓરતને બદલે શૂળી પર ચડાવી દો." પરંતુ તેટલામાં બાદશાહની કચેરીમાં બિરાજનારાં બાદશાહનાં બુઝોંગોએ બાદશાહ પાસે માગી લીધું કે, તેઓ પર દયા કરીને તેઓને બચાવી લેવાં!

તેથી **બગદાદનાં બાદશાહે** રહેમ ખાઇને પોતાનો પ્રથમ હુકમ રદ કીધો ! અને આ પ્રમાણે, કોટવાલ અને ખારવાઓ બચી ગયા !

## પ્રકરણ ૩૨ મું.

### બસરામાં !

જ્યારે મકાર ઓરત ઉપર વર્ણવેલાં સઘળાં **પરાક્રમો બગદાદ** શેહેરમાં કરીને પરવારી રહી અને હવે બગદાદ શેહેરમાં પોતાનો કોઇ આરો નહિ જોયો ત્યારે તે ખારવાઓને ત્યાંથી નાશીને પોતાને મકાને આવી ! એક દીવસે તેણે વીચાર કરીને પોતાની પુત્રીઓ અને જમાઇઓને કહ્યું કે, એય ફરઝંદો ! તમો જાણો અને ખબરદાર રહો કે હવે આપણી બગદાદ શહેરમાં રહેવાની તાકાત નથી, કારણ કે શહેરની તમામ રૈયત આપણા પ્રપંચી પરાક્રમોથી વાકેફ થઇ ગઇ છે ! માટે હવે જલદીથી આપણે બીજા શેહેરમાં જઇને વસવું જોઇએ. આવો વિચાર કરીને તે ઉઠી અને પોતાનો સઘળો એકઠો કરેલો સરસામાન અને માલમતા એકઠી કરીને પોતાની પુત્રીઓ, જમાઇઓ અને નોકર ચાકર સાથે **બસરા** શેહેરની તરફ રવાના થઇ ! ત્યાં જઇને તેઓએ એક આલિશાન મકાન ખરિદ કીધું અને ત્યાં પણ કેટલોક વખત સુધી રાત્રી દીવસ મક્કર અને હિલા કરીને ઘણાં આદમીઓને હલાક અને તબાહ કીધાં !



## પ્રકરણ ૩૩ મું.



### પોગળ ફુટયું !

મકાર ઓરતે બસરામાં આવીને લોકોને ખરાબી પુગાડવાની ખબર એક **મુમીન હલવી** નામનાં મોલવીને પડી ! તેણે તેને ફસાવવાનો ઘાટ ઘડયો ! આ મોલવીને ખબર હતી કે—મકાર ઓરત પોતાનાં શિકાર માટે રાત્રીનાં બાહેર ફરવા માટે નિકળે છે ! તેથી તેણે એક દીવસે પોતાના મકાનનાં દરવાજા ખુલ્લાં મેલ્યાં ! જેમ કરતાં તે રાત્રીનાં મકાર ઓરત પોતાના રિવાજ મુજબ પોતાને મકાનેથી બાહેર નિકળી અને

જોયું તો એક બુલંદ મકાનનાં દરવાજા ખુલ્લાં પડેલાં છે! અને તેમાં રહેનારાઓ બેપરવા લાગે છે! આવી સુનેરી તક જોઇને તે જલદીથી પોતાના જમાઇઓને પોતાના મકાનેથી બોલાવી લાવી! જે પછી તેઓ સઘળાં તે **મુમીન હલવીના** મકાનમાં દાખલ થયાં અને જે કંઇ તેનાં મકાનની અંદર હતું તે સર્વે ગાંસડાં પોટલાં બાંધીને ઉઠાવી ગયા! પેલો મુમીન હલવી જે પોતાના મકાનમાં એક જગ્યોએ છુપાઈ બેસીને ઠંડે કલેજે સર્વે તમાસો જોયાં કરતો હતો તે હવે જલદાથી પોતાનાં મકાનમાંથી બાહેર આવ્યો! અને જ્યારે તે પછી તે તેઓની પુંઠે લાગ્યો ત્યારે તેણે જોયું કે—મકાર ઓરત સર્વે સર સામાન પોતાના મકાનમાં લઇ ગઇ! અને અંદર ગયા પછી પોતાનાં મકાનનો દરવાજો બંધ કરી દીધો! **હલવી** મર્દે આ જોઇને પોતાને હાથે તેના ઘરની નિશાની કીધી અને જલદીથી પાછા ફરીને મોહલ્લાનાં તમામ માણુસોને જાગૃત કીધાં અને કહ્યું કે, "આપણા **બસરા** શેહેરમાં આજ કેટલીક મુદ્દત થયાં કેહેર વરસી રહ્યો છે! અને ચોરી તથા લૂંટફાટ પણ બહુ થાય છે. તેથી ઘણો પોકાર ઉઠે છે. પરંતુ કોઇપણુ પકડાતુ નથી! આજે મેં આ કામને મહેનત કરીને સરજામ પહોંચાડયું છે! તેથી તમો સઘળાં તૈયાર થાવ અને મારી સાથે ચાલો!" આ સાંભળીને સર્વે માણુસો તૈયાર થઇ ગયાં અને આપસઆપસમાં મસલત કરીને તે તમામ લોકો તે મોલવીનાં મકાનમાં છુપાઇ બેઠાં! જ્યારે તે મકાર ઓરત પોતાની પુત્રીઓ, જમાઇઓ અને નોકરો ચાકરો સાથે કોઈ ચીઝ ઉઠાવી જવાની બાકી રહી ગઇ છે કે નહિ! તે જોવાને તે મોલવીનાં મકાનમાં પાછી ફરીને આવી ત્યારે ચુપકીદીથી છુપાઇ રહેલાં તમામે તમામ લોકો બાહેર કૂદી આવ્યાં! અને મકાર ઓરત સાથેનાં તેના બીજાં સઘળાંને પકડીને તેઓના હાથ પગ મુસ્કેટાઇટ બાંધીને તેને તેનાજ મકાન પર લઇ ગયાં! અને મકાર ઓરતના મકાનમાં જે કાંઇ હતું તે સર્વે ખાલસા કીધું!



# પ્રકરણ ૩૪ મું.



## અંતે—ભસ્મ!

અને

## "ઓરત કે આફત?" નો અંત!



બીજે દિવસે સહવારે બસરાની પ્રજાએ આ તમામ હકિકત બસરાનાં હાકિમ **અમીરને** જાહેર કીધી. અને મકાર ઓરત વિષેની સઘળી ફરિયાદ તેની આગળ ખુલાસાવાર કહી સંભળાવી ત્યારે **બસરાના અમીરે** કચેરી તરફ ફરીને કહ્યું કે, " એ હરામઝાદી બદકાર મકાર ઓરતને તેના હરામ પૈસાથી પેદા કરેલા મકાનમાં તેનાં કુટુંબનાં સર્વે નાપાકઝાદાઓ સાથે બાળીને ભસ્મ કરી દો કે—આ પ્રમાણે બગદાદ અને બસરામાં રોજના ટંટા ફિશાદ, ચોરી અને લૂંટફાટ થતી અટકે અને તમામ રૈયત સુખચેન, શાન્તી અને સરળતાથી શેહેરનાં વ્યાપાર-વ્હેવારની ખિલવણી કરી દેશને આબાદાન કરે!"

**બસરાનાં અમીરનાં** આ હુકમ મુજબ તુર્તજ અમલ કરવામાં આવ્યો! જે પછી લશ્કરી સિપાઇઓની ચાંપતી દેખરેખ તળે તે મકાર ઓરતને તેની પુત્રીઓ અને જમાઇઓ સાથે તુર્તજ તેના મકાનમાં લઇ જવામાં આવી ત્યારે આખું બસરા શહેર ટોળે ટોળાં વળીને ત્યાં જોવા ઉભું રહ્યું!!

તેઓને પોતાને મકાને લઈ જવામાં આવ્યા પછી તેઓને દરેકને અકેક થાંભલા પર મુશ્કેટાઇટ મઝબુત બાંધવામાં આવ્યાં! પછી મકાનની ચારે બાજુઓથી આગ લગાડી દેવામાં આવી! જેથી ચાર પાંચ કલાકની અંદર તો આ સુંદર અને ભવ્ય ઇમારત તેનાં પાપી અને પ્રપંચી માલેકો સાથ બળીને ભસ્મ થઇ ગઇ! આ પ્રમાણે આ પાપી બદકાર મકાર ઓરત અને તેની પુત્રીઓ તથા જમાઇઓનો પ્રપંચી, પાપી અને ખાકી દેહ

ખાકમાં મળી ગયો! અને બગદાદ તથા બસરાને આ આફત સમાન થઇ પડેલી બદકાર ઓરતનો અંત બદીમાંજ આવ્યો!

શેઅર.

"કીસ લીયે કરતા હૈ તું બદકામ જીના ચંદરોઝ!
હૈ બુરાયોં કા બુરા અંજામ જીના ચંદરોઝ!!"






સલામ સાથ વિનંતી કે— ઉપલા નામથી આપ અજાણ્યા તો હશોજ તોપણ આ તકરીકે એજ નામ આપની સમક્ષ મેલવું પડ્યું છે કે આપ તેની કદર કરો. **પોલિટિકલ ભોમીઓ** એ હિસ્સામી અઠવાડિક પેપર ઘણી લાંબા વખતથી કોમની સેવા બજાવે છે અને ઘણી વખતે તેણે કોમ માટે તેઓના હકોની પણ ચરચા ચલાવી છે અને ઘણી વખત તે ચરચાનું પરિણામ શુભ આવ્યાની આપને માહિતીપણ હશે. પેપર એ કોમી અવાજ જાહેરમાં મુકવાનું એક ઉત્તમ સાધન છે. આવા સાધનને ઉત્તેજન આપવાથી કોમ-નેજ ઉત્તેજન આપ્યા બરાબર ગણાય છે. **પોલિટિકલ ભોમીઓ** જેમ પહેલાંથી સેવા બજાવતું આવ્યું છે તેમ હાલ પણ તૈયાર છે. તે આપની આવા મોંઘવારીના સમયમાં સેવા બજાવવા તેઓમાં બેઠી તૈયાર થાય તો તે આપના ઉત્તેજનની પણ આશા રાખી શકે. આપ હજારો રૂપીઆ ખરચતા હશો તેમાં કોમની સેવા બજાવનાર **પોલિટિકલ ભોમીઆ**ને પણ યાદ રાખો તો આપ પણ કોમનીજ સેવા બજાવો છો એમ મનાશે. જેનું વાર્ષિક લવાજમ હીંદુસ્તાન માટે રૂ. ૪–૦–૦ અને બાહારગામ માટે રૂા. ૫–૦–૦ છે. જે આવા મોંઘવારીના વખતમાં આપને વધારે એમ લાગશે નહીં. આપ કોમના હિતસ્વી છો તેથી આપ આ કોમનો અવાજ જાહેરમાં મુકવાના સાધનને ઉત્તેજન આપવાના હેતુથી આ સાથેના રિપ્લાઈ કાર્ડ ભરી તેના ગ્રાહકોના લિસ્ટમાં આપનું સ્મારક નામ દાખલ કરવાની પરવાનગી આપશો તો ઉપકાર થશે. એ પેપરથી આપ સારી રીતે વાકેફ છો વધુ કહેવાની જરૂર નથી.

આપના

**મેનેજર.**

**પોલીટીકલ ભોમીઓ**